બનામે ખુદા

# રમતા પંચી.

નાટક ત્રણ અંકી.

ધી પારસી ઇમપીરીયલ નાટક મંડળીને સારૂં ખાસ
રચીને જોડનાર—

## રતનજી ફરામજી શેઠના.

"જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલોપીડિયાનાં ૯ વૉલ્યુમ." પાકજાદ
પરીન, ખુદાપર સબર, કીયાની લોહી, દીનદાર દીના, ભુલથાપ,
ગુલખુશરો, યારબાજ, વગેરે નાટકો તથા જેપાન
જેપાનીજ, આઇને અકબરી, લૉર્ડ બેકનના
નિબંધ વગેરેનો કર્તા.



ડાયરેક્ટર—મી૰ જોસફ ડેવીડ.

આ નાટક ભજવી બતાવવાનો હક ધી પારસી ઇમપીરીયલ નાટક મંડળીને માત
તેના લખનારે આપ્યો છે.

રામદાસ કલ્યાનદાસે ધી પારસી ઇમપીરીયલ નાટક મંડલી, કોરનર
ગ્રાન્ટરોડ મધે પ્રગટ કર્યું છે.
ધી ફ્રેંટ પ્રીન્ટીંગ પ્રેસમાં હો૰ તે૰ અંકલેશરીઆએ નં૰ ૧,
પારસી બજાર સ્ટ્રીટ, કોટ મુંબઇ મધે છાપ્યું છે.

મુંબઇ.
ઇ૰ સ૰ ૧૯૧૯ માહે સપટેંબર.

કિંમત આના ૮.

# સંક્ષેપ શાહનામું

## ફીરદોસીના શાહનામાને આધારે

### રચનાર:—ડી. એન. પટેલ, જી. બી. વી. સી.

ડૉ૦ ડી. એન. પટેલે ૧૯ વરસની મુદ્દત દરમ્યાન રજુ કરેલાં શાહનામાંનાં સઘળાં દાસ્તાનો તમામ બૈતબાજી તથા જબાંનીની ઇબારત સાથ પુસ્તકનાં આકારમાં હાલ પ્રગટ કીધાં છે. એ અરસામાં એ દાસ્તાનો પારસી કોમના મોટા ભાગે ઉલટ અને ઉમંગે સાંભલ્યાં છે અને આજેબી તે સાંભલવા માટે ઠઠમાર મીજલસ ભેગી મલતી હોવાથી એ દાસ્તાનોની ઇબારત માટે વધુ સીફારસની જરૂર રહી નથી.

એ શાહનામું એક દલદાર અને લાઇબ્રેરીમાં રાખવા લાયક સુંદર ચીત્રોવાળું ફાકડું પુસ્તક બની રહ્યું છે. પારસી ન્યાગોનો અને તેમના પાદશાહોની તસ્વીરો ઉપરાંત શાહનામાંના દાસ્તાનોના બનાવનાં ૨૩) સુંદર ચીત્રો એ કેતાબમાં છાપેલાં છે. એવી સુંદર કેતાબ પારસી સાહીત્યમાં આજ સુધી છપાઈ નથી. દરેક જરથોસ્તીએ આ કેતાબની એક નકલ પોતાના કુટુંબ માટે લાઇબ્રેરીમાં રાખવી જોઇએ.

પુસ્તકની કીંમત નંકલ દીઠ રૂ. ૬—૦—૦ ટપાલ ખરચ ૪) આના વધુ.

---

## પેગામબર અશો જરથોસ્તના જનમારાનો એહવાલ

### ( અવસ્તાને આધારે )

બનાવનાર:—મર્હુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા.

"મી૦ કામાજીની યાદગારી તે તેમનાં પોતાનાં એક પુસ્તક માર્ફતે રખાઇ છે. બીજી કોમોમાં તેમના પેગમબરોના સંબંધમાં અનેક જનમ-ચરીત્રો પ્રગટ થયલાં છે, પણ પારસીઓમાં તેવું કશું હતુંજ નહી. જે કંઇ હતું તે પેગમબર સાહેબને લગતી કલ્પીત કથા અથવા કાહણી જેવું હતું. ફારસીમાં રચાયલાં જરથોશ્ત નામાની તે કાહણીના ગુજરાતી તરજુમા સીવાય બીજું જીવનચરીત્ર પારસીઓ કશું ધરાવતા ન હતા. પણ શેઠ કામાજીએ તેમને એક નવુંજ જરથોશ્ત નામું લખી આપીને એવા ઉપકારી કીધા કે અગર જો એવો ગ્રંથ ઇંગ્રેજીમાં લખાયો હોત તો તેનું મુળ નહી થાત અને તેની પ્રસંસા એટલી થાત કે મી૦ કામાજીનું નામ યુરોપ અને અમેરીકન વીદવાન મંડળોમાં દીપી નીકળી તેમને નામીચી પદવીઓ એનાયત થાત. આ ગુજરાતી જરથોસ્તનામું તેમણે અવસ્તા વાણીને આધારે લખ્યું અને તે એવું લખ્યું કે જેમાં તેમનાં સર્વ અવસ્તાઇ જ્ઞાનનો અરક સમાઇ ગયો." પારસી તા૦ ૩૦—૮—૧૯૧૯.

પ્રગટ કરનાર:—મર્હુમ એર્વદ તેહમુરસ દીનશાહ અંકલેશરીઆ.

**કીંમત રૂ. ૧—૮—૦.**

---

પુસ્તકો મળવાનું ઠેકાણું:—હોશંગ તેહમુરસ અંકલેશરીઆ.
નં૦ ૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

બનામે ખુદા.

# રમતા પંખી.

નાટક ત્રણ અંકી.

ધી પારસી ઇમપીરીયલ નાટક મંડળીને સારૂં ખાસ
રચીને જોડનાર —

## રતનજી ફરામજી શેઠના.

"જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇક્લોપીડિયાનાં ૯ વૉલ્યુમ." પાકજાદ
પરીન, ખુદાપર સબર, કીયાની લોકી, દીનદાર દીના, ભૂલથાપ,
ગુલખુશરો, બારબાજ, વગેરે નાટકો તથા જેપાન
જેપાનીજ, આઇને અકબરી, લૉર્ડ બેકનના
નિબંધ વગેરેના કર્તા.



ડાયરેક્ટર—મી૦ જોસફ ડેવીડ.



રામદાસ કલ્યાનદાસે ધી પારસી ઇમપીરીયલ નાટક મંડળી, કોરનર
ગ્રાન્ટરોડ મધે પ્રગટ કર્યું છે.
ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં હો૦ તે૦ અંકલેશરીઆએ નં૦ ૧,
પારસી બજાર સ્ટ્રીટ, કોટ મુંબઇ મધે છાપ્યું છે.

મુંબઇ.

ઇ૦ સ૦ ૧૯૧૯ માહે સપટેંબર.

# રતનજી ફરામજી શેઠનાના

## રચેલા ત્રીસ ગ્રંથો.

| નાં૦ | પુસ્તકો. | કિંમત. |
|---|---|---|
| ૧ | જ્ઞાનચક્ર પુસ્તક ૧ લું | રૂ ૩- ૦- ૦ |
| ૨ | જ્ઞાનચક્ર ,, ૨ જું | રૂ ૩- ૪- ૦ |
| ૩ | જ્ઞાનચક્ર ,, ૩ જું | રૂ ૩- ૦- ૦ |
| ૪ | જ્ઞાનચક્ર ,, ૪ થું | રૂ ૩- ૦- ૦ |
| ૫ | જ્ઞાનચક્ર ,, ૫ મું | રૂ ૩- ૦- ૦ |
| ૬ | જ્ઞાનચક્ર ,, ૬ ઠું | રૂ ૩- ૦- ૦ |
| ૭ | જ્ઞાનચક્ર ,, ૭ મું | રૂ ૩- ૦- ૦ |
| ૮ | જ્ઞાનચક્ર ,, ૮ મું | રૂ ૩- ૦- ૦ |
| ૯ | જ્ઞાનચક્ર ,, ૯ મું | રૂ ૩- ૦- ૦ |
| ૧૦ | આઇને અકબરી | રૂ ૨- ૦- ૦ |
| ૧૧ | લૉર્ડ બેકનના નિબંધ | રૂ ૧- ૮- ૦ |
| ૧૨ | પાકજાદ પરીન નાટક | રૂ ૦- ૮- ૦ |
| ૧૩ | ચાઇનીજ ટેલ્સ વાર્તા | રૂ ૧- ૪- ૦ |
| ૧૪ | જેપાન અને જેપાનીજ | રૂ ૧- ૮- ૦ |
| ૧૫ | જેપાની ભાષા | રૂ ૧- ૦- ૦ |
| ૧૬ | જેપાની શિક્ષક ( મરાઠીમાં ) | રૂ ૦-૧૨- ૦ |
| ૧૭ | પોશાકની ફેશન | રૂ ૦-૧૨- ૦ |
| ૧૮ | ફોટોગ્રાફી | રૂ ૦-૧૨- ૦ |
| ૧૯ | કાચ કામનો હુન્નર | રૂ ૦-૧૨- ૦ |
| ૨૦ | ગુલ ખુશરો (નાટક) | રૂ ૦- ૪- ૦ |
| ૨૧ | મેરીકૉરેલીના નીતિ વચનો | રૂ ૦- ૮- ૦ |
| ૨૨ | સંજ્ઞા દર્શક કોશ | રૂ ૧- ૦- ૦ |
| ૨૩ | દીનદાર દીના (નાટક) | રૂ ૦- ૬- ૦ |
| ૨૪ | મેસમરીઝમ | રૂ ૦- ૬- ૦ |
| ૨૫ | સુંદર હેલન | રૂ ૦- ૬- ૦ |
| ૨૬ | સામાન્ય હુન્નર જ્ઞાન | રૂ ૧- ૦- ૦ |
| ૨૭ | હકદારનો હક વાર્તા | રૂ ૧- ૦- ૦ |
| ૨૮ | ઝીયાની લોહી (નાટક) | રૂ ૦- ૬- ૦ |
| ૨૯ | ખુદાપર સબર (નાટક) | રૂ ૦- ૬- ૦ |
| ૩૦ | રમતા પંચી (નાટક) | રૂ ૦- ૮- ૦ |

# રમતા પંચી.

## પાત્રોનાં નામઃ--

### પુરૂષ.

૧-વીકાજી વહાડીયા--દમણનો એક ઉધોગી તવંગર ગ્રહસ્થ.
૨-બેજન--પેશુતનનો બેટો, પુતલીના હાથનો ઉમેદવાર.
૩-પેશુતન--બેજનનો બાપ.
૪-મનજી પટેલ--ગામડેનો મુખી, ભોલો પણ ભલો.
૫-નાદીર--મુંબઇનો પોશાગીર, ગ્રહસ્થના સાલામાં બદમાશ.
૬-પીલુ--નાદીરનો બેટો.
૭-દાદીબા દમોરી--નાદીર જામાસ્પનો રમુજી દોસ્ત.
૮-જામાસ્પ જંબુસરીયો--એક લોફર રમતો પંચી.
૯-બેહેરામજી બેંકર--એક તવંગર પરગજુ ગ્રહસ્થ.
૧૦-શીયાવક્ષ--તેમનો બેટો.
૧૧-અદી પતંગીયો--ચપરખંદો જુવાનીયો, દાદીનો દોસ્ત.
૧૨-નજીર--નાવારેસ ભલો છોકરો.
૧૩-એનટોનીયો--કુક, લુસીનો ઉમેદવાર.
૧૪-પીટર--લુસીનો બીજો ઉમેદવાર.
૧૫-કાસમ--કમનસીબ શખસ.

### સ્ત્રી પાત્ર.

૧-પુતલી--વીકાજીની સદગુણી, ગુણસંપન બેટી.
૨-પીલાં--મનજી પટેલની બેટી.
૩-હુમબઇ--મનજી પટેલની ધણીયાણી.
૪-નાજા--બેહેરામશાની બેટી.
૫-મનીજેહ મેહેરમસ્ત--તુંફાની છોકરી.
૬-લુસી--વીકાજીના ઘેરમાની આયા.

### તે ઉપરાંત

ગામડીયા મોરીશીયલ તથા મુંબઇના સીપાઇઓ, નોકર, બટલર વગેરે.

### સ્થળ

દમણ--મુંબઇ.

**૧ લા અને ૨ જા અંક વચ્ચે ૧૦ વર્ષનો ગાળો. બીજા ને ત્રીજા અંક વચ્ચે ગાળાજેવું ચોકસ નથી.**

બનામે ખુદા.

# દીબાચો.

પારસી સંસારી ખેલો રજુ કરવા માટે મુંબઈનો નાટક તખ્તો જાણીતો છે. આગલી પારસી માલેકીની કુંપનીઓ એવા ખેલો અવાર નવાર ભજવી લોકોને રીજવતી, પણ હાલમાં ફરી લાંબા વર્ષોનો ગાળો વહી ગયા છતાં તદન નવા લખાયલા પારસી સંસારી ખેલો કરનાર "પ્રોફેશનલ" કુંપની મુંબઈમાં નહિ હોવાથી મુંબઇની શોકીન તમાશબીન આલમ તો ટીંગાઇજ રહી હતી, તેટલામાં અત્રેની જાંણીતી "ધી પારસી ઇમ્પીરીયલ નાટક મંડળી"ના માલેક મી૰ રામદાસ કલ્યાણદાસ તથા ડાયરેકટર મી૰ જોસફ ડેવીડ એઓ સાહેબોને એવો અખતરો જે તદન નવો લખેલો પારસી સંસારી ખેલ મળી જાય તો પોતાના પારસી ખેલાડીઓના "બેચ" મારફતે ભજવી અજમાવવાનો શોખ થયો. આ કુંપની આજ વેર પોતાના લોકપ્રિય ઉર્દુ ખેલો માટે એક દાહેકાથી નામના પામતી આવી છે, તેમ આ કુંપની પારસી એકટરોનો ધરખમ બેચ ધરાવતી હોવાથી પારસી સંસારી ખેલ પુરતા જોશ અને તેના રંગ રૂપમાં રજુ કરવાની ખાતરી ધરાવવાથી આ પેહેલો પારસી સંસારી ખેલ પોતાની કુંપની તરફથી રજુ કરવાની વાજબી કોશેષ કરી છે.

મારા આગલા લખેલા ખેલો તદન નવા 'પ્લોટ' ધરાવનાર ખેલો તરીકે જે ફતેહમંદી સાથે રજુ થઇ તમાશબીન આલમની એકે અવાજે પ્રસંશા પામવા નસિબવંત નિવડયા હતા, તેથી જયાદા આ ખેલ ફતેહમંદ પુરવાર થશે એવા યકીન સાથે રજુ કરૂં છુ. મારા "પાકજાદ પરીન" નાટકે જે આગલા પારસી સંસારી નાટકોના 'રેકોર્ડ' તોડી નાટક તખ્તાને નવાજ રૂપમાં ફેરવી નાખવાની પહેલ કરી હતી; તેટલાજ બલકે તેથી જયાદા નવાંજ 'પલાટ' સાથે આ રમતા પંચી ખેલ જાહેર માન જીતી શકશે એવી ખાતરી છે.

આ મારો લખેલો ખેલ ઓરીજીનલ હોવાનો જૂઠો દાવો કરતો નથી. મારા જોવામાં આવેલા ઇંગલીશ ખેલ ઉપરથી મેં આ આખો

ખેલ મારી તરફથી બીજો તદન નવો પ્લોટ આમેજ કરી ઉપજાવ્યો છે; તેમ એમાં દાખલ કરેલું કૉમીક વણું "*Les Amours de Cleopatre.*" ઉપરથી ઉપજાવી દાખલ કરેલું હોવાથી એમાંનું કૉમીક જરૂર લોકપસંદગી જીતી લેશે તેમાં શક નથી.

રમતા પંખી ખેલમાં કરૂણારસિક તેમજ હાસ્યરસિક બનાવો તાણી તોડીને પીજન પાટલા રૂપે આમેજ કર્યા નથી, પણ અકકલમાં ઉતરે તેવાજ સંજોગોથી ઉપજતા બનાવો સીલસીલાબંધ વધતા જોવામાં આવશે. લોકોની સમજદારી દિનપરદિન વધુ ખીલતી જતી હોવાથી જોનારમાં કોઇને ત્રેજીક યા કોમીકનો કયો ભાગ રૂચશે તે કહેવું મુશ્કેલ છે. માનવી જીંદગી સુખ–દુ:ખ વિનાની હોતી નથી તેમ એક ખેલમાં સુખ દુ:ખનાં સામટા ચિતાર આમેજ કરવાની ફરજ પડે છે. તેમાંથી કોઇને કયો ભાગ પસંદ યા ના પસંદ પડશે તે દરેકના સ્વાભિક વિચાર ઉપર છે. છતાં મેં બન્ને પક્ષને સામટી રીતે મોજ સાથે જ્ઞાન મળે તેવા વિચારથીજ આ વેળાની કોશેશમાં કાંઇક વધુ ધ્યાન આપ્યું છે. કૉમીક ખેલથી જુદું ન હોવું જોઇએ એ જાણીતી લોક માન્યતા છે, અને તે મુજબ આ ખેલમાં સંજોગો જાળવી નાટકના અંગનોજ એક ફાર્સ રૂપી ભાગ દાખલ કર્યો છે.

એક ખેલ જે કોમના સાજમાં રચાયલો હોય તેમની નીતિ રીતી કે રીવાજને કોઇક અતિશયોક્તિ ભરીયા બનાવોથી દોષ ન લાગે એવો લખવાની લખનારની ફરજ છે એવું મારૂં માનવું છે, અને તેથી મારા આ ખેલમાં પુતલીની નીતિ, ધીરજ, સહનશિળતાની હદબહાર કસોટી કરવામાં ખરાજ બનતા બનાવોના ચિતારોની નકલ આમેજ કરેલી જણાશે પુતલી પોતાપર પડતા કુદરતી સંજોગથી આફતોને કેટલી સહનશિળતાથી સહન કરી પોતાને તેમ પોતાનાં વ્હાલાંઓને હદ સુધી દિલાસારૂપી થઇ પડે છે; તેમ પોતાની નીતિને સંસારી દુ:ખો વચ્ચે પણ સચોટીથી સાચવી કોઈબી લાલચને વશ થઈ બુરા ખ્યાલ વરિક કરી શકની નથી, અને પોતાની હદબહારની ધીરજના ખ્યાલમાં પોતાના ધણી તથા બચ્ચાં તરફની દરેક ફરજ જે બજાવે છે તે નાટકના તમામ પ્લોટ દરમ્યાન એક ધડો લેવા લાયક છે. નાદર જેવો એક વંઠેલ ધણી બુરી સોહબતમાં ફસી પોતાની ફરજ કેટલી હદ સુધી ભુલી છેક બુરાઇમાં ઉતરી શકે છે

તેનો ચિતાર નાદર પોતાનાં પેહેલેથી છેલ્લે સુધીના કામોથી બતાવી આપે છે. **અદી** પતંગીયા જેવા જેન્ટલમેન લોફર સંસારમાં સડા રૂપી કેવાં કેવા કામો બજાવી કેવા ફજેત થાય છે તે આયજ ખેલમાં આબેહુબ નજરે પડશે. **મનીજેહ** જેવી ઠરેલ પણ પાકટ વિચારવંતી નાર વંઠેલ જેવા ધણીને કેવો ઠેકાણે લાવેછ તેના રમુજી સંજોગોથી ઉપજતા બનાવો જરૂર જોવા જોગ થશે. જ્યારે **બેજન** જેવો નેક દિલ જુવાનીયો પોતાનું લુટાયલું સુખ છતાં દિલાવર દિલથી ભુલી, તે ભુલેલી અબલાને તેને તેના દુઃખમાં મદદનો હાથ પોતાની દરેક ઇજજતદારીથી આપે છે, એ તમામ નાટકમાં એક અતિઉતમ ભાગ રજુ થતો જોવામાં આવશે. **દાદી** દમોરી અને **જામાસ્પ** જંબુસરીયા જેવા કોમીક પાત્ર પોતાના ઉલ્લથાપીયા રમુજી ભાગથી તમામ ખેલના સણગાર રૂપ પોતાને પુરવાર કરી રીજવી શકશે.

પારસી સંસારી ખેલોમાં અકસર કરી ગાયનો પ્રસંગોપાત મુકાતાં હોવાનો રવૈયો હોવાથી લગભગ દોઢ ડજન ઉતમ રાગ રાગણીનાં ગાયનો આ ખેલમાં દાખલ કરવાની સંભાળ રાખી છે. એમાં ગવાતાં **ગુજરાતી ગાયનો** મેં મારી અદના શકિત મુજબ જોડીને રજુ કર્યાં છે, અને તેમાં મુખ્ય મી० જોસફ દેવીડ જેવા કુશળ 'ડાયરેકટર' ની મદદ મને મળેલી હોવાથી ગાયનોની પસંદગી ભરી ચુંટણી માટે મને કશો દગદગો રહેતો નથી. એમાંનાં ગાયનો અહીં તહીંથી જોડેલા ઉપાડી લઇ **આઇતાંપર કોઇનું મારી** ભરતીયું નહિ કરતાં નવાં નવાં ગાયનો મેળવવાની સંભાળ રાખી છે. જો મી० જોસફ દેવીડે પોતાની ઉંચી સમજશકિતની મદદ નહિ આપી હતે તો આટલાં ફતેહમંદ ગાયનો રજુ કરવા હું કદાચ નસીબવંત નહિ પણ થતે.

નાટકને દીપાવવા માટે તેને જેબ આપતી અને પેશ પડતી સીનેરીની મુખ્ય જરૂરત હોય છે, અને તે મુજબ આ ખેલનાં જૂદા જુદા સ્થળોના દિલપઝીર દેખાવો તેમાં સમાયલી બાબતને બસ્ના ખાસ આરટીસ્ટીક સીનો કુંપનીના માલેકે રજુ કરવામાં ખરચની કચાસ રાખી નથી એ મને સંતોષ લેવા જોગ છે.

ધી પારસી ઇમ્પીરીયલ નાટક મંડળી મી० જોસફ દેવીડના ડાયરેકટરપણા નળે એક દાહેકાથી જાણીતા ઉરદુ ખેલો કરી એક

અવાજે લોક પસંદગી પામેલી બીના જાણીતી છે. આ કુંપનીએ એક મારગીપણે કોઈબી સૂરતે પોતાનાં ઢોલ તાસા વજડાવી લોક પ્રસંશા ખેંચવાની કદી 'હૉબી' બતાવી નથી, છતાં પોતાના જોરાવર 'પલૉટ' વાલા ખેલોની મદારત ઉપરથી પોતાની હસ્તી કાયમની કરી લંબાવી છે, અને તેજ ધોરણે આ મારા નવા ખેલના ધરખમ પલોટ વિષેની પોતાની ખાત્રી થવાથીજ આ પારસી સંસારી ખેલ રજુ કરવાની હામ ભીડી છે.

નાટકના શણગાર રૂપ તેને રંગ રૂપ આપનારા રંગારીઓ તેના એકટરો છે, અને તેમનીજ દરેક શકિત ઉપર તમામ ખેલની હાર-જીત ની બાજી રચાયલી હોય છે. પણ આ કુંપનીમાં જે પારસી એકટરોનો ધરખમ બૅંચ છે તે નવો કે અજાણ્યો નથી. મારા મીત્રો મી૦ ફીરોજ જેહાંગીર મરઝબાન એમ એ. (પીજામ) તથા ભાઈ જેહાંગીર પટેલ (ગુલફામ) જેવા ઘડાયલા, પાકટ, અનુભવી લેખકોના હાથે લખાયલા એકથી અનેક બીનહરીફ ખેલોમાં ભગ લેનારા તમામ એકટરોનો ઝમેલો આ કુંપનીમાં હોવાથી આવા અનુભવી એકટરો મારા ખેલને દરેક જશ અને કીર્તિ મેળવી આપશે એવો મને પુર વિશ્વાસ છે.

પ્રથમ આ ખેલનું નામ નેકદિલ પુતલી હતું પણ પાછળથી આ નાટકનું નામ—નાટકના પલૉટને ઘણું બંદએસ્તું જણાયાથી રમતા પંખી તરીકે આપ્યું છે. પાછળથી મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે કે, એજ નામ તળે એક વાર્તા થોડા વખતપર કોથે પ્રગટ થઈ છે; આથી ખાસ મને અંત્રે જણાવવાની ફરજ છે કે, કોઈબી છપાયલી યા લખાયલી કોઈની વાર્તા સાથે આ નાટકને જરાબી સંબંધ નથી, તેમ કોઈ ગુજરાતી યા ઉરદુ નાટક યા વારતાનાં પલૉટ ઉપરથી આ ખેલ ઉપજાવી કાઢીયો નથી. તેમ કોઈના પુરાણા લખેલા ખેલ ઉપરથી લખી કાઢી પોતાનું નામ કાઢવાનો હલકો કસદ કીધો નથી; પણ તદન નવાજ એક ઈંગ્રેજી ખેલ ઉપરથી ઉપજાવી કાઢયો છે, અને રમતા પંખી બોલ ચાલુ પ્રચારમાં હોવાથી એ નામ આપવામાં વાજબી કર્યું છે.

"રામ ઝરૂખે બયઠકે સબકા મુજરા લેત,
જયસી જીનકી ચાકરી વયસા ઉનકો દેત."

ઈ૦ સ૦ ૧૯૧૫ સપટેમ્બર.

ર. ફ. શેઠના.

# વધારો.



અંક ૨ જો પ્રવેશ ૧ લો—(પાને ૪૨ જુઓ.)

### ગાયન.

નઝીર—

મન કઓનસી રાહ તું દેખત હએ,
અબ કઓનસા યાર તુમહારા હએ.
માત પીતા સુત દારા ભગીની,
કોઇ કહે કે હમારા હએ.
સભી ભર ભર નીર પીલાવે,
સબસે તુમહારા કીનારા હએ.
સમય આને કુછ સમય ન જાના,
અબ સમયપે કયું પચતાના હએ.
કાલ આકે જબ કાંધેપે બયઠા,
કઓન સહારા તુમહારા હએ.

**કબીર ભજન.**



અંક ૩ જો પ્રવેશ ૧ લો—(પાનુ ૪૫ જુઓ.)

### ગાયન.

નઝીર—

મન મેરે દીન વૃથા ગંવાયા અપની પુંજીભી ખોઇ,
અચ્છા બનીજ કીયા પાતકકી ગઠડી અપને સીર ઢોઇ.
યાર અકેલા આયા મુરખ ઔર અકેલા જાવેગા,
ફીર કીસકા મુંહ દેખ ભરમતા નાહક કયું પચતાવેગા.
મએ મએ કહેતા અરે સોચલે તું હએ કૌન કહાં આયા,
કલ સોચેગા આજ સોચલે માયામે હએ ભરમાયા,
ખેલ ખતમ હોગા મેલાભી એક સમય ઉઠ જાવેગા,
ચાલ ચીતાકી રાખ રહેગી કર કરની ભર પાવેગા.

**કબીર ભજન.**



બનામે યજદાન.

રતનજી ફરામજી શેઠના કૃત.

# રમતા પંખી.



નાટક ત્રણ અંકી.



## અંક ૧ લો—પ્રવેશ ૧ લો.

---

સ્થળ—વીકાજી વહાડીયાના બંગલાનો બગીચો.

[ પુતલી વેલાઓપરથી ફુલો ચુંટી બાસકીટમાં ગોઠવતી દાખલ થાય છે. ]

ગાયન.

**પુતલી—**

કુદરતની આ રચના ખીલી ફુલવારી જગમાં,
જગતનું પાલણુ કરે જન તારણુ—કુદરતની૰
ખીલી રે શું રચના બહાર વહાલી,
ખલકનો જીવનહાર રે-પ્યારા મારા;
વેલીઓ ફુલે સજી ઝુમી રહી કુદરત સારી,
દિલમાં રબની યાદરે પ્યારા મારા;
ખીલીરે શું રચના બહાર વાહલી—જગતનું૰

[ જામાસ્પ કંગાલ ડ્રેસમાં ચેંગો મેંગો થતો આસપાસ ચોરી ચોરીને જોતો દાખલ થાય છે. ]

**જામાસ્પ**—જીવતી રેહેજે મા ! વીકાજી શેઠ તો સારી પેઠ છેની?

**પુતલી**—હાજી તમુને દોઆ કરેછ.

**જામાસ્પ**—(આસપાસ ધારીને જોતાં) આજે કંઇ ઘેરમાં ઘણા પરોણા આવેલા દેખું ?

**પુતલી**—થોડાં દિવસ થયાં મુંબઇથી મારા બાવાને મળવા બે ગ્રહસ્થ આવેલા છેજી.

**જામાસ્પ**—હોસે બા. સારા માનસો તો છેની ? હું તો મુંબઇના એકે એક પોસાગીર-અરે ભુલ્યો, પણોતા પુતોને ઓરખુંછ જો.

**પુતલી**—હાજી હોસે. એક તો નાદીરશાહ નવલખી ને તેમના દોસ્ત દાદીબા દમોરી આવેલા છે.

**જામાસ્પ**—ઘણુજ સારા માણુસ. (બાજુ) હાથ ફરે તો હાલ્લું નહિ રાખે એવા એ રમતા પંચી અંહી કહાંથી પેધા પડયા ? જોઇએ એમાં કંઇ તેમની બાજી હોસે, બંદાની મદદ પણ જરૂર લેસે. (નજીરનો હાંસવાનો અવાજ સંભળાય છે.) એ કોણ હાંસે મા ! ઘેરમાં કોઇ બીમાર છે કે ?

**પુતલી**—થોડા દિવસપર રસ્તામાંથી આવતાં મને એક કંગાલ બિમાર છોકરો ગટરની બાજુમાં પડીને સરદી વરસાદમાં થથરતો નજરે પડયો, મને દયા આવવાથી ઘેરે લાવી મેં તેને ફરતોહરતો કીધોછ, પન મને લાગેછ બીચારો ઝાઝા વરસ જીવે તેમ નથી.

**જામાસ્પ**—દીકરા સંભાલજે, આજકાલના ભીખારીઓ તરેહ-વાર સોંગ લઇ તમારા જેવા દયાળુ પરગજુનાં ઘેરમાં ઘુસી બધું સાફ કરી જવા ચુકતા નથી.

**પુતલી**—તે ગમે તેવો ભલો યા બુડો હોએ, પણ મને તેની દુઃખી હાલતની દયા આવવાથી મે તેને આસરો આપોચ.

[ નજીર ખોડાતો બહાર આવતો જણાય છે જામાસ્પ તેને ઓળખી ચોંકે છે.]

**જામાસ્પ**—(મનસે) અરે એ પોરીયો અંહી કહાંથી ? મને જોસે તો જરૂર ઓળખસે,

( ધીમે ધીમે ફરતો પીઠ ફેરવી સટી જાય છે, નજીર આવે છે.)

**પુતલી**—નજીર આય સરદીપાનીમાં કહાં જાયછ ? જા અંદ-રજ રહી આસાયસ લે.

**નજીર**—બાઈજી તમે કેટલાં બધા દયાલુ છેવ ? મારી દયા ખાનાર મારી જીંદગીમાં મે તમુને એખલાનેજ જોયાંછ, મને કંઈ કશું

થવાનું નથી, મારી તમામ કંગાલ જીંદગી સરદી તાઢ તે તડકામાંજ ગુજરેલી છે.

**પુતલી**—છોકરા તારા કોઇ વાલી નથી? (તેનું માથું દયાથી પસવારે છે.)

**નઝીર**—મારી માય મને તદન બચપણમાં મુકી મરી ગઇ, મારો બાપ લફંગાઓની સોહબતમાં રહી તુરંગે તુરંગ રખડી મરી ગીયો, મારા બાપના એક પારસી દોસ્તે મને ટુકડો રોટી આપી રખડતી હાલતમાં મદદ કીધી, પણ તેથી મને એક કંગાલમાં કંગાલ માનસ બનાવ્યો.

**પુતલી**—એટલે? તેણે શું દુઃખ આપ્યું?

**નઝીર**—તેણે મને પોતાના જુગારખાનામાં રાખી ઉછેર્યો, મને બુરા કામો કરવાનાજ પાઠ ભણાવવા માંડયા, તેથી હું તહાંથી નાહસી ગીયો, મારી કંગાલ જીંદગી ભીખ માંગી ગુજારવા માંડતા એક ગામડામાં હું ખેતરોમાં પડી ભટકવા માંડીયું; તો ત્યાં આવી તેણે મને રખડતા તરીકે પકડાવી તુરંગમાં નખાવીયો, કે હું ચોર બનુ, તે દિવસ પછી આય બુરી રખડતી જીન્દગી શરૂ થઇચ.

**પુતલી**—ઓ ખુદા દુનિયામાં કેવાં કેવાં બુરા માનસો વસેછ?

**નઝીર**—પન બાઇજી તમેજ મને તમારા આય ફરેસ્તાઇ હાથોથી જે માયા મમતાથી ફરી મને તનદરોસ્ત બનાવીયોછ તે અહેસાન હું મરતાં નહિ ભુલસ.

**પુતલી**—છોકરા દુઃખી ના થા. તુંને ખુલ્લી હવામાં ફરવા ગમેચ તો સેહજ દુર ખેતરમાં ફરીને આવજે, પન દુર ના જતો.

**નઝીર**—ખુદા તમારા જેવા નેકને સદા સુખી રાખે.

[પુતલી તેને ફરવા લઇ જાય છે. બીજી ગમથી જામાસ્પ આવે છે.]

**જામાસ્પ**—બચ્ચા નાદીર તું બાજી અજમાવવા અહીં પેધો પડીયોછ તો ખરો, પન આય તારો શાગરીદ જો તુંને જોશે તો તારી બાજીને ઉંધી વાળશે. હવે તો એ મારો ભોલો ભલાઇનો ભંડાર મલે તો એને ચેતાઉં, ને એ પોરીયાનો ઘાટ ઘડુ.

[પુતલી એક તરફથી આવે છે બીજી ગમથી નાદીર ને દાદીઆ શેકારી ડ્રેસમાં દાખલ થાય છે.

દાદીબાના હાથમાં ઉંધી બંદુક છે, જેની નળી મ્હો પાસે પકડેલી છે.]

**નાદીર**—સાહેબજી પુતલાં. દાદી એ શું કરી મરેચ ! બે વખત તો બંદુક ઉંધી નાખી મરતો બચ્યો. બંદક પકડતાં નહિ આવડ તો શેકાર કરવા જઈએ નહિ. જા સંભાળીને અંદર લઇ જઇ મુક.

**પુતલી**—બીચારા દાદીબા છેજ એવા; તેમાં વળી શેકારનાં શોકીન.

**દાદી**—હું તો બા બૈરાંનો શેકાર કરવાનો જરાબી શોખ નથી રાખતો જો; તે તો એ મારા દોસ્ત—

**નાદીર**—( તેનું મ્હોનું દાબી) ચુપ અંદર ગગર.

**પુતલી**—દાદીબા ચાલો આજે નાસ્તાને ઘણું અવારૂં થઇ ગયુંછ. બાવા પન ક્હારનાં વાર જોયા કરેછ.

**દાદી**—નાસ્તો તૈયાર છે કે ? ( ઘૂમ હસે છે ) હાઃ હાઃ હાઃ ચાલો. આપુનેબી તેજ જોઇએચ, ક્હારની ભુખ લાગીચ પણ એ આવી નહિ મરતો તે ?

**જામાસ્પ**—(નાદીરને બાજુમાં) નાદીર અખારા બેહેદીન કાઉસ કરી જજે, મને મલી જજે, કંઈ ફાયદાનુંજ છે.

**દાદી**—(પુતલીને) ચાલો તમે મારી સાથે ચાલો જોઉં !

**નાદીર**—હું ઓય આઉંચ. તું પુતલીબાઇ સાથે જા.

( દાદી ગાંડા ઘેલાં કાઢતો પુતલી સાથે જાય છે.)

**નાદીર**—જામાસ્પ કેમ શું ખબર છે ? તું અંહી ક્હાંથી ?

**જામાસ્પ**—મારૂં તો એ વતન ગામજ છે, પણ બચ્ચા સંભાળજે પેલો નજીર પોરીગો અતરે આવી તુકડો રોટી ખાવા પેધા પડયોછ, તે તારો તરાપો ડુબાડસે.

**નાદીર**—તેની ફીકર ના રાખ. એવા રખડતાની હકીકત પુતલાં માનસેજ નહિ.

**જામાસ્પ**—પન તું આય પટેલીયાના ઘેરમાં ક્હાંથી !

**નાદીર**—મુંબઇમાં મારો ધંધો ધાપો ઘણો મંદો પડવા માંડ્યાથી આપણે નવાજ સોંગમાં અત્રે પેધા પડયાછ. એ વીકાજી

પાસે સારો ડલ્લો છે, તેના દોલતની વારેસ ફકત એક આય પોરીજ છે. સમજી જા—આગલ હું કેવો રંગ જમાવસ તે તું પામી જશે.

જામાસ્પ—તારા જેવા મેહેરબાન દોસ્તની મદદમાં હું સદા ખડોજ રેહવસ. હવે તો, હું એ પેલા નજીરને ગામમાંથી નાબુદ કરવા ગામડીયાઓને ઉશ્કેરૂંચ, એટલે તુને ઓળખનાર ને પુતલીને ઉંધુ ભેરવનાર કોઇ અત્રે રેહશેજ નહિ. [જાય છે.]

નાદીર—(મનસે) હાઃ આય પુતલી નકરી પુતલાં જેવીજ છે, હું એને ચાહુંછ. હવે ફકત મને ચાહતાં તેણીને શીખવવી બાકી છે, એના પૈસા ને પ્યાર એ હવે બન્ને મારાંજ થશે.

[પુતલી નાદીરને શોધતી આવે છે.]

પુતલી—મીં૰ નાદીરશા, દાદીબા તમારીવાર જોયા કરેચ.

નાદીર—તેને વાર જોવા દેવ (પાસે જઇ) પુતલાં તું મને મીસ્ટર કાંય કેહેછ ?

પુતલી—(ભોલાઇથી) ત્યારે કેમ બોલાઉં તે બોલોની ?

નાદીર—નાદીર શું મારૂં નામ નથી ?

પુતલી—એવા લાડકે નામે બોલાવવાનો મારો હકક નથી. જો તેમ બોલાઉં તો લોકો શું ધારે ?

નાદીર—લોકો કહેશે કે બન્ને એક મેકને ચાહતાં હોસે; પુતલાં હું અત્રે આયો તેવી તુને જોતાં ચાહતા શિખીયો, મારા સ્વપનામાં નહિ તેવા પાકીજેહ પ્યારથી હું તારી તરફ ખેંચાઇ ગયોચ, મારો હાથ શું તું કબુલ નહિ કરસે ? જો તું મને પરણુસે તો આપરે મુંબઇ જઇ મારા આલીશાન મકાનમાં વસી, ગાડી ઘોડે ફરી કેવા સુખ ચેનમાં વસી શકસું ?

પુતલી—(શરમાઇને) હું જેને ચાહવસ તેની સાથે ગમે ત્યાં હોવસ ત્યાં પન સુખી રેહવસ.

બેજન—(દાખલ થઇ) હં-હં-હં- સાહેબજી પુતલાં. વારૂ મીસ્ટર સારી કાની તો છેવની ?

નાદીર—(કચવાય છે) ઓહ ! (મોટે) સારીકાની છઇએ.

બેજન—આજે ધુખર ઘણું પરેચ તેથી બધાં ધુખરાયલાં લાગેછ. (બાજુ) નખોદ ગીયો એ મારી પુતલાં સાથે શું ઘૂસ ઘૂસ કરતો હોશે ?

**દાદી**—(બન્દુક સાથે ફરી દાખલ થાય છે) ચાલની નાદીર બહાર સાનો ગોતાં ખાયછ ? તુને ભુખ નથી તો શું મને પન નથી એમ સમજેછ કે !

**નાદીર**--ચાલ હું આઉંછ, પન ખુદા ખાતર એમ બંદુક ના પકડ; નહિ તો કોઇ દહાડે ટાલકી ઉડી જશે. [જાય છે.]

**દાદી**--મને પણ તેમજ લાગેછ.

[દાદી હસતો હસતો જાય છે તેને જોઇ બેજન ધુમ હસે છે.]

**પુતલી**—બેજન એટલો બધો હસેછ કાંય ?

**બેજન**--એ ઓરાંગ ઉટાંગ જેવો બંદુક પકડી જાનતો નથી તે શેકાર શું કરતો હોસે ?

**પુતલી**--આપુને તેનું શું ? વારૂં આય તારા 'બટન હોલ'માં ફુલ કોણે મુકયુંછ ?

**બેજન**—આય ફુલ કે ? હા છે તે કરીને ઘણું મજેનું છેની? (શરમાઇ હસે છે) ખરૂં કેહું ? તે તારા સારૂં લાયોતો. (પુતલી પોતાના બટન હોલમાં ખોસે છે.)

**પુતલી**—ઓ તમે કેવા ભલા છેવ? ચાલો અંદર જઇને બેસીએ.

**બેજન**--(શરમાતાં) મને કંઇ કેહવુંછ માટે આય ખુલ્લી હવામાંજ બેસવું ખુશનુમા લાગસે. પુતલાં હું પેલા મુંબઇગરા જેવો ઘણો ચબરાક હોશિયાર લાગતો નથી, છતાં ધીમો પણ ઠરેલ છેઉં એમ તારા બાવા મને હમેશાં કેહેતા આયાછ !

**પુતલી**--હાજી મને તે ખબર છે.

**બેજન**—પુતલાં આપરે બચપણુથી સાથે ઉછરી સાથે ઉઘરીયાંછ, હું તુને નાહનપણુથી આજ સુધી ચાહતો આયોચ, પણુ આજવેર શરમને લીધે હું ખુલ્લી રીતે બોલી શકયો નથી.

**પુતલી**—(હંસતા) ઓ હું કેવી નસીબવંતી છેઉં ? એકેક કરતાં બબ્બે જણાં મને ચાહેચ ? ને તેબી આજેજ ? એકી વખતે ?

**બેજન**—(અધીરો પડે છે) પુતલાં ! પુતલાં ! ખરૂં બોલ તુને બીજું કોણુ ચાહેછ ? મારા જેવા નિખાલેસ ઉંડા પ્યારથી કોઇ તુને ચાહી શકનાર નથી.

પુતલી—હમણાજ પેલા નાદીરશા મારા હાથની માંગણી કરતા હતા; તેટલાં તુ આયો.

બેજન—એ મુંબઇગરો ? જેને કોઇ પયછાનતું નથી, જેની ધન નસલની કોઇને ખબર નથી, તે તુને ચાહે ! એ હું કેમ સાંખું ?

પુતલી—પન તેમાં તમારૂં ઓછું શું થઇ ગીયું ? બેજન તું જાણેછ તો ખરો, તારા બાવા ને મારા બાવા વચ્ચે આપરા જનમ અગાઉની કેવી દુશમની છે ? તેવણુ મને તારી સાથે પરણુવાના ખ્યાલમાં બેઇ ઘણા નારાજ થશે.

બેજન—તે માટે તું ફીકર ના કર. તારા બાવાને સમજાવવાનું મેં મનજી પટેલને કહી રાખીયુંછ, જો તું મને તારો હાથ આપસે તો આપરે જરૂર સુખી થઇશું.

પુતલી—હું વિચાર કરી જવાબ આપસ.

બેજન—એમાં વિચાર કેવો ?

પુતલી—કાંય નહિ ? લગનની જુસરી માટે સો વખત વિચાર કરવાની જરૂર છે.

ગાયન.

પુતલી—

જગમાં લગન સમ બંધન કઠન નથી કોઇ
હોએ પતીનાં ગુણુ જો સારાં, તો જીવન સુખમાં પ્યારાં,
સુખ સંપજ વીસુ ભવ જાએ રે,
ધુળ જીવન તેમનું થાએ;
મલે ન જીગર જો આપસમાં બે પ્યારાં.—જગમાં.
સુખ સાગર ત્યાં ભવ પારજ રે,
વીનદિલથી ધુળ સંસાર રે;
સફળ જીવનતું સદગુણુથી પ્યારાં.—જગમાં.

[ અંદરથી ગામડીયાઓ બુમો પાડતા આવે છે. નજીર ગભરાતો દોડી આવી પુતલીની બાજુમાં સંતાય છે.]

નજીર—બાઇ મંને બચાવો, આય લોકો મને મારી નાખસે.

બેજન—એ સું રીતનો છે ? આમ ગરીબ છોકરાના દિલપર સાના ધસી આયાંછ ?

૧ ગામડીયો—આય કોઇ રખડતો રઝડતો બદમાશ અમારા ગામમાં આવી ભરાએલો. લોકોનાં ઘરમાં ચોરી ચોરીને જોતો ફરે-હઉવે ? કે રાત પડતાં ધાડ પાડી ચાંઉં કરી નહાસે-હઉવે.

પુતલી—બેજન એ છોકરો નિરાધાર નાવારેસ ને ગરીબ છે. એઓ બધા ગામના પોશાગીરો છે, એને બચાવો.

બેજન—દુરજ રેહેજો, નહિ તો એકેકી લપડાકથી બધાનાં થોબરાં રંગી નાખશ. કોઇ નાચાર નિરાધારને ગામમાં ફરવાની પણ તમારી ચોરી છે કે ? ચાલતા થાવ નહિ તો મારી સાથે કામ છે.

૨ ગામડીયો—એ ચોર છે. અમુને સારા માનસે આવીને કહેલું, કેમ ભાઇ ખરૂંની ?

બધા—હઉવે, હઉવે.

નઝીર—સાહેબ હું ચોર નથી.

૧ ગામડીયો—એ હવડાંજ તુરંગની જાતરાએથી ચોખ્ખો થઇને આવેલો છે.

બેજન—છોકરા એઓ શું ખરૂં બોલેચ ?

નઝીર—શેઠજી હું બેગુનાહ છેઉં. એક ખેડુતના ખેતરમાં જઇ તેની ઘાસની ગંજીઓને ઓથે રોજ રાત્રે સુવા માટે મને ગુન્હેગાર ઠેરવી તુરંગમાં નખાવીયો; હું નિરાધાર હોવાથી મારો ખુદા શિવાએ કોણ બચાવ કરે ?

બેજન —ખેતરમાં સુવા માટે સજા ? એવા કાયદા ઘડનારને ને કાયદાપર અમલ કરનારને પણ શરમ હોજો. તમો મુગા મુગા ચાલી જાવ, નહિ તો ખુદાના કસમથી કેહુંછ કે દરેકના થોબડાં રંગી નાખસ.

[ બધાપર ધસી હાંકી કાઢે છે.]

નઝીર—( પુતલીના બન્ને હાથો પકડી ચુમે છે. ) બાઇજી મારાપર ગુસ્સે ના થતાં હું નિરદોશ છેઉં. હવે હું વધુવાર તમુને બોજા સમાન થવા અત્રે પડી નથી રેહવાનો. હું હમણાજ આય ગામ છોડી જવા માંગુછ.

પુતલી—તું સાજો થા ને પછી જજે.

નઝીર—બાઇજી હું તમારો આભાર કદી નહિ ભુલસ. મરસ ત્યાં સુધી તમારી ભલાઇ યાદ કરસ, તમારા સુખ માટે દોઆ કરસ.

**પુતલી**--નજીર જ્યારે તું જવા માગેછ તો આય આપું તે લે (પર્સ કાઢે છે).

**એજન**--(પોતાના ગજવામાંથી રૂપીયા આપતાં) છોકરા આય રાખ, તુને મુસાફ્રીમાં મદદ લાગશે.

**નજીર**—તમારો ઘણો આભારી છેઉં (લે છે. પુતલી આપેછ તે લેતો નથી.) બાઇજી તમે મારીપર એવા તો આભાર કીધાંછ કે હું ઉપરથી વધુ તમારા પૈસા મેળવવા ચાહતો નથી. ખુદા તમુને સદા સુખી રાખે. સાહેબજી.

[ રડમસ ચેહેરે જવા કરે છે. દાદીબા સાથે નાદીરને હેઠે આવતાં જોઇ ડરી જાય છે. નજીર પાછો ધ્રૂજતો ધ્રૂજતો પુતલીની બાજુમાં દોડી આવે છે.]

**નાદીર**--ઓલ્લો ! તમો લોગ હજી અહીંજ છેવ કે ?

**દાદી**—(બાજુ) જોયું ? તારો પકાવેલો મલીદો એ લોંડો પોતે ખાઇ જવાનું તો નથી કરતો ?

**નજીર**--(પુતલીની સોડ બાજુમાંથી ખેંચી) બાઇ બાઇ મારૂં સાચ્ચું માનજો, આય પેલો શખ્સ ચોર બદમાશ છે, એમનાથી સંભાળજો, અડાસે ના જતાં.

[ નાદીર નજીરને ભરાઇને બોલતાં જોઇ ચેતી જાય છે. પાછળથી આવી નજીરને આંખો કકડાવી બાજુથી લાત ઝાડી જવા ફરમાવે છે.]

**નાદીર**--નાપાક દુર જઇ મર. જરાબી બોલીયોછ તો દમ રૂંધઇ જસે.

[નજીર બીહિને દોડી જાય છે. પુતલી વિચારમાં પડે છે.]

**નાદીર**—કેમજી એ શું કેહેતો તો ?

**પુતલી**—એ કેહતો તો કે તમે લોક ઘણા ખરાબ માનસ છેવ.

**નાદીર**—(હસીને) એક રઝડતા બદમાશના બોલવાની કેટલી કિમત કરવી એ આપરા જેવા ગ્રહસ્થ માનસનુંજ કામ છે.

**પુતલી**--(ભોલાઇમાં) હું તેનું કેહેવું માની શકતી નથી.

**નાદીર**—કેવી મેહેરબાની ? કેવો ચાહ ? પુતલાં હવે મારી વાતનો જવાબ ?

એજન—પુતલાં આજે આપરી વાતમાં કંઇ કંઇ વચન પડયાંચ પન હવે મારી માંગણીનો જવાબ?

પુતલી--(ગુચવઇને બન્ને ગમ જોતાં) હું શું કેહું? તમો બન્ને તરફ મને માન છે, મારા લગનની વાત મારા બાવાને હાથ છે, છતાં એજન હું તમારી સાથે બચપણથી મ્હોટી થઇ હવે કેમ દુર રેહઉં?

[ પુતલી એજનને હાથ આપે છે.].

એજન—(પ્યારથી હાથ પકડી) મારી માંગણીનો આ મુગો જવાબ છે. મી૦ નાદીરશાહ સાહેબજી.

[ બન્ને જણા ફરતા અંદર જાય છે. ]

નાદીર—(ચાટ થતાં) પન યાદ રાખજે કે આય ડલ્લાવાલી છોકરી તારે હાથ કદી જવા નહિ દેવસ. આજે નહિ-કાલ-પરમ યા જ્યારેબી તક મળશે ત્યારે હું બાજી અજમાવી ગામઠીયા ઓચ તુને તો ધુલ ચાટતોજ બનાવસ.

[ આ ફાર્સ દરમીયાન દાદીબા હસવું દાબી રાખેલું છોડે છે.]

દાદી—હા-હા-હા-હા-કેવી મજાહ પડી? એક બૈરી ને તેને બબ્બે ચાહનાર? મારાં માય રે હું તો હસતાં હસતાં મરી જવસ.

નાદીર--(ધબ્બો મારતાં) મુગો મરી રેહ હમણાં તો આંખો હસેછ, પણ હું કેવાં રડાઉંછ તે તો જોજે.

આચન.

નાદીર—

સમજાસે ચન્દ અરસામાં તમને,
કે મારી છે કેવી ચુંગાલ.
ચાલ ચાલીને બાજી હું રમતાં,
જોત જોતામાં બનાઉં હું કંગાલ.
બાઇ બંધીના દાવપેચમાં,
ઉલટાવી કરૂં હું બેહાલ-હાં,
સીફતથી બિછાવી જાલ-હાં.

કોરસ

રમતો પંચી હું નાદર દીલાવર,
જાહેર મીઠો—બાતીન કડવો;
ઢબ છબ બદલીને ફન્દા ફીતુરથી,
કરૂં વાર હું, દુશમનના જાનપર.—



# અંક ૧ લો—પ્રવેશ ૨ જો.

## સ્થળ—વીકાજી વહાડીયાનું મકાન.

[વીજળીનાં ગગડાટ સાથે વરસાદ વરસતો જણાય છે. એક તરફ મોટું ખાલી પીપ પડેલું છે. વીકાજી વહાડીયા ડગલીની બાંહે ચઢાવતા દાખલ થાય છે. હથીયારો બરાબર ગોઠવે છે, પછી હેઠે ઉતરે છે.]

વીકાજી—આજે મારમારના વરસાદે જરાબી દમ ખાધો નથી. વરસ મારા મેઘલા એમજ વરસ ને દુનિયામાં બધે આબાદ આબાદાની ફેલાવી મુક.

[મનજી પટેલ બહારથી છતરી ઓઢીને આવતાં છતરી બંધ કરી વીકાજી પાસે આવે છે.]

મનજી—સાહેબ મેહેરબાન વીકાજી કાકા આજે વરસાદે તો કેહેર કરી મુકેલો. મને તો બા આવી સરદીમાં નાક ભીજવેલું ને ભીજવેલું રાખીયા વગર એક ડગલું પણ નહીં ચલાએ જો. જુવાનીનો જોશ ને જોર આય દેહમાં મલે નહિ, કે તાહારી કાની સરદી થંડીમાં બાર સહરાપર ખુલ્લી હવામાં ફરી શકું. પન આવા વરસાદમાં ભીનઈ તણુઈને કહાં જવા નીકલ્યો ?

વીકાજી—શું કરૂં બા ? આજે દસ્તુરજી સાહેબનાં ખાસ અગતના કામસર જવાની કબુલાત આપેલી, તે કામપર જવાનું કરતો તો.

મનજી—પન આય બધાં નદીનાલાં ઉભઈ ચાલ્યાં તે તહાંવેર કેમ જશે ?

વીકાજી—કેમબી કરી જવુંજ પડસે તો ? મે આજે દસ્તુરજીનું કામ પુરૂં કરી આપવાનું વચન આપેલું તે મારો બોલ કોઈબી રીતે પાલવોજ જોઈએ.

મનજી—વીકા તેની મને ખબર છે. તું જેને વાએદા આપેછ તે નિભાવવા વીના રેહેતો નથી.

વીકાજી—ખરૂં છે ભઈ. હું કોઇનો વાયદો ભુલતો નથી, તેમ કદી કોઇને વચન આપી નાસીપાસ કરતો નથી.

મનજી--તું બોલેચ તેનો અર્થ સમજેચ વીકા ?

વીકાજી--હા. કાંઇ નહી ?

મનજી—(ઠરેલપણે ચેહેરા તરફ જોઇ) જો તું કોઇને નાસીપાસ કરવા ચાહતો નથી, તો મને નાઉમીદ તો જરૂરજ નહિ કરસે.

વીકાજી—એટલે ?

મનજી—તારી પોતાની બેટી અને તેણીને ખરાં દિલથી ચાહ-નાર ને તું આજના નરોજના મુબારક દિવસે તો જરૂરજ નાઉમેદ ના કરતો.

વીકાજી—(અજાયબીથી) મનજીબા, એનો અરથ ?

મનજી—વીકાજી વહાડીયા મારૂં પુરૂં સાંભળી લે. આજે ૧૮ થી ૨૦ વરસ થયાં તું હમેશાં આય સામે દેખાતા મકાનના તવંગર ધણી તરફ દુશમનીથી જોતો રહી તેને ધીકકારતો આયોછ, કારણકે તમો બન્ને જણાં એકજ ઓરત સાથે પરણવાની અદેખી હરીફાઇ વચ્ચે દુશમન બન્યા. ખુદા તેના રૂહને ગરોથમાન બેહેસ્ત બક્ષે. તે પોતાના ધણીના છાપરાં તલે આવી વસ્યા પછી એક બેટાનો જન્મ આપતાં ઝાઝા દિવસ જીવી નહિ. સુનઇ તેના ધણી પેશોતનની દોલત નહિ પણ ખાસ તેના થકી તેને ચાહીને પરણી હતી, અને ખુદાએ જાણે તારી દુશમનઇને લીધે તુને પણ સજા કરેલી જણાય છે. કેમકે તું પણ થોડા વરસમાં બઇરી વીનાનો થઇ ગયો. હવે ખુદાએ તમો બન્નેને એકેક બચ્ચાનું સુખ તમારો બુઢાપો સુખી કરવા બખસ્યું છે છતાં એ શું હજીબી સારૂં લાગેછ કે તમો ગઇ ગુજરી માટે દુશમનઇ કર્યા કરો ?

વીકાજી—(ગુસ્સાથી ઉશકેરાઇ જાય છે) મનજી મને એ વાતની યાદ ના આપ, તેણે મારી ઉમેદને કચડી નાખીને પોતે સુખી થયો. ખુદાએ મને પણ એક ભલી મોહોરદારનું થોડા વરસવેર સુખ બખસ્યું હતું, છતાં તેણે મારી પેહેલ્લી ઉમેદને કચડી હતી તે કદી ભુલનાર નથી. એ બીનાને બે દાહેકા થઇ ગયા, પણ હું મારૂં વેર ભુલીયો નથી.

[ગુસ્સાથી બીજીગમ જાય છે. મનજી તેની સાથે સાથે ફરે છે, પુતલી દાખલ થતાં બાપને ગુસ્સામાં જોઇ પાછળથી દુર ઉભી રહી સાંભળે છે.]

મનજી—હજી મોડું થયું નથી. તું ગઇ ગુજરી ભુલી જઇ તેને માફ કરી શકસે. તારા હૈયાને, તેના ખાતર નહી પન તારી એક પુરી બેટીના સુખને ખાતર તેને દોસ્ત બનાવી શકશે.

વીકાજી-મારી દીકરીને ખાતર કાંય? કેમ? શું શબબ?

મનજી-કારણ તારી બેટી પુતલી પેશુતનના બેટા બેજનને ચાહેછ.

વીકાજી-(મનજીને ખભામાંથી પકડી થથરાવે છે) મારી પુતલી! તેના બેટાને ચાહે?

મનજી-ખુદાની તેવીજ મરજી હોશે કે તમો બન્ને દુશમનોનાં ફરજંદોએ એક મેકને ચાહવાં.

વીકાજી-(છંછેડાઇ) ત્યારેતો હું ખુદાના કસમથી કેહવસ.

મનજી-(હાથ પકડી અટકાવે છે) સબર! ખુદાની ઇચ્છા કેટલી બધી બલવાન છે? ઇનશાન તેને કદી રોકી શકનાર નથી. ખુદાની મરજીથી બનેછ તેની સામે ના થા, દુશમનાઇ ભુલી જા તેને માફ કર, અને બન્નેને સુખી કરી તું પોતે સુખી થા.

વીકાજી-મનજી પટેલ! એટલી બધી શીખામણ તેં મને નહીં આપી હતે તો ઘણું બેહતર થતે. મારી દીકરી તેને ચાહે? ઓ નહી? તારા બોલવામાં કંઇ ભુલ છે.

મનજી-હું કદી કોઇની મશકેરી કરતો નથી.

વીકાજી-હું જેને મારા જીગરથી ધીકકારૂંછ તેના બેટાને મારી બેટી જો ચાહતી હોસે તો હું શું કરસ? (ઉશ્કેરાટમાં ફેરા ખાય છે.)

મનજી-(અટકાવતાં) તારા દુશમનની સાથે દોસ્તીનો હાથ લંબાવી દુશમની ભુલી જા. ભવીષ માટે દોસ્ત બનો, ને પોતાનાં બચ્ચાંનાં સુખ પર સદા શુકર કરો.

પુતલી-(વચમાં ધસી જઇ) બાવાજી મને માફ કરી તમારી ભલી દોઆ આપો.

[પુતલી બાપના ગલામાં હાથ ભેરવી મારી માટે ચેહેરા તરફ આજીજીથી જુવે છે. પ્રથમ વીકાજી તેણીને દુર કરવા વિચાર કરે છે પણ તરતજ વિચાર ફેરવી છાતીએ દાબી તેના માથાપર કીસ લે છે. મનજી ખુશાલીથી ખુદાનો આભાર માને છે.]

વીકાજી–વહાલી દીકરી તું મારા દુશ્મનના બેટાને ચાહેચ ? ખરૂં બોલ ?

પુતલી–(શરમાઇ) બાવા હું તેને ચાહુંછ, અને બેજન પણ મારી પર તેટલોજ ફીદા છે.

વીકાજી–(થંડેપણે દુર કરતાં) બસ ! પ્યાર શું ચીજ છે તેની મને ખબર છે અને તે કેમ તોડવો તેની મને સમજ છે. પણ તેવું જુદાઇનું દુઃખ હું મારા બચ્ચાંને આપવા ચાહતો નથી. જો તારી એવી જ મરજી છે તો બેજનને તારો હાથ આપ, પન જો તેનાથી સુખી નહીં થાય તો તે માટે મને બદનામી ના આપતી.

પુતલી–( તેમના બન્ને હાથ પકડી ) ઓ બાવા, તમે કેટલા ભલા છેવ ! મારે ખાતર તમોએ તમારો વરસોનો કીનો પન દુર કીધો ? તમારા આશીરવાદથી અમો બન્નેને સુખી કરશો !

વીકાજી–દીકરી જો તું તેને ચાહેછ તો હું તારી વચ્ચે નડતળ નાખી તુંને તેનાથી દુર નહીં કરસ.

પુતલી–બાવા મારા સુખને માટે નહીં, પણ વરષો થયાં તમો અને પેશુતનજી વચ્ચે જે કુટુંબી વેર છે તે ભુલી જઇ મારા અને તેમના દીકરા ખાતર તમો બંને દોસ્ત બનો.

મનજી–અને મારૂં પણ તુને એજ કહેવું છે, હવે તુ તેની ગઇ ગુજરી માફ કર, પેશુતન પણ આગલી દુશમની ભુલી જશે.

વીકાજી–(પુતલીને પાસામાં દાબી) ખ્યાલ પણ નહોતો કે કોઇ એવી રીતે દુશ્મની ભુલવવા મને લલચાવશે ? મારાં બચ્ચાં તારા સુખ ખાતર હું એ મારા મુદ્દઇને દોસ્ત બનાવસ, પન જો—

પુતલી–પન તે શું !

વીકાજી–પેશુતન જો મારે ઘેર આવી પોતાનો હાથ લંબાવી આગલી પાછલી ભુલી જવા કહેશે તોજ હું તેને માફ કરસ.

મનજી–તુને સમજાવવા આગમજ આય બાબતપર મે પેશુતન સાથે વાત કીધી હતી, અને તે આગલી પાછલી ભુલી દોસ્તીનો હાથ લંબાવવા તઇયાર છે. અમારી એવી ગોઠવણ છે કે આજે તમે અને પેશુતને આપણી પાક અગીયારીમાં આવવું ત્યાંજ તમો વચ્ચેની દાહેકાઓની દુશ્મની સદાની દુર થઇ જશે.

વીકાજી—ઘણું બહેતર. હું એક કલાકમાં અગીયારીમાં આવી મલસ.

મનજી—અને ત્યાં પેશુતન તુને મળી આવકાર આપશે તેની હું હમણાજ ગોઠવણ કરૂંછ. સાહેબજી (જાય છે.)

પુતલી--ઓ બાવા ? તમે તમારી દીકરીનું ભાગીજતું હઇયું સદાનું સાંધી ખુશહાલ કીધુંછ.

વીકાજી—દીકરી, ખુદા તુને સદા એવીજ હસતી રમતી રાખે એજ મારી દોઆ છે. (જાય છે.)

પુતલી—આજના દિવસ જેવી ખુશહાલી ભરી લાગણી મને મારી જીંન્દગીમાં કદીથઈનથી. હવે હું આય ખુશ ખબર મારાબેજનનેજઇ કેહવસ તો તે પન મારા જેટલોજ ખુશી થશે.

[બહાર જાય છે. બીજી તરફથી કુક પીટર એસકી લીબાસમાં ધીમે ધીમે આવે છે.]

પીટર—કોમબખત બોરસાતને ઓપણા ડરેસ અગલીહેલ બના ડાલા. અબ ઓપણા સ્વીટ લુસીકો કયસા મીલેંગા ? ડીયર લુસી ? લવ્હલી લુસી ? ઓપણ તુમેકો મીસીસ પીટર બનાએગા. જબ હમ ઓપણી સાદીકા બિચાર કરતા હએ, તોબ ઓપણા મરતક ગોર્મ ગોર્મ બનતા હએ.

[ ધ્યાનમાં ને ધ્યાનમાં પગ લપસતાં પાનીમાં પડે છે. લુસી ઘરમાંથી બહાર નીકળતાં પીટરપર નજર પડતાં હસે છે.]

લુસી--ઓ લૉર ! કોણ પીટર ? તુમ જોમીનપર કયા કરતા હાએ રે ?

[પીટર લુસી તરફ દોડી જઇ ગુઠને પડી તેણીનાં હાથ હઇઆપર દાબે છે તે ઝીટકારે છે.]

પીટર—કાંએ કરતાં હએરે પુછતા ? લવલી લુસી તેરા લવ્હલી ફેસ હમકો મેડ કરતા હએરે ? હોમ તોકો કએસા માલુમ હોતાં હએ ?

લુસી—એ ડરટી પાનીમે ગધેકા જએસા તો દીખતા હએ.

પીટર—ચેંહ! લુસી ઓપણુકો જોબ તેરા ખ્યાલ આતા; તબ ઓપણા કુકીંગ સબ જલ જાતા. તબ ઓપણા બોઇ શેઠ ખુબ

મારતા, ઔર નોટીસ દેતા. મોગર હમ નો નોટીસ કરકે તેરે પીછે દોડતા તોભી તુમકો આપણા લવ નહીં હએ ?

લુસી—પીટર દેખરે મેરા પુતલીબાઇ તુજકો દેખેગા તો માર માર કે નીકાલેગા. આજ આપણા ઘરમે બડી ગોડબડ હાએ, બોત બાત કોમ કોરનેકા હાએ.

[ તે જવા કરે છે પીટર તેણીને કમરમાંથી પકડે છે.]

પીટર—સ્ટોપ ! લીટલ લુસી સ્ટોપ ! આપણુ આજ તુમારા અમારા એનગેજમેન્ટ શીલ્ડ કર દેગા.

ગાયન.

પીટર— શેકહેન્ડ લવ્હલી ઓ લુસીલી લવ ! પીટર પટકે જાન;
દિલ હોતા હએ બાગ બાગ, સાથ સાથ આવ.—શેક૦
ગોવેકો તું ચલકર આપણુ બનાએગા શાદી ઉધર.--શેકહેંડ૦
મીસ હો મીસીસ પીટર.

લુસી— બાઇગો ! તેરા એહ ફેસ જયસા અગલી હેલ,
બટરકે બદલે હએ ખોપરેલકા તેલ,

પીટર— કયસી એ બાત ?

લુસી— ચુપ મારૂંગી લાત.—

[લુસી તેને લપડાક લગાવી દૂર કરી ઘેરમાં જઇ બારણું ઢાંકી દે છે ]

પીટર—આપણુ જએસા દુનિયામે કોઇ અનલકી નહિ હએ. સબકો એક એક સ્વિટ હાર્ટ મીલતા હએ મગર આમ બીલકુલ કોમનસીબ હાએ ! આમ જેંટલમેન હાએ. સોબ લવ્હલી ગર્લ આપણુકો ચાહતા હાએ, મોગર લુસી આપણુકો સતાતા હાએ. આપણા હરીફ એનટોનીયો બડા છાકટા હાએ. ઉસકો એ નોટી ગર્લ પોસન્દ કોરતા હાએ, મોગર આમ દેખેગા વો ડ્રનકાર્ડ એનટોનીયો ઇસકા ખર્ચ કયસા ચલાએગા ? હમ લુસીંકો અચ્ચા અચ્ચા નેકલેસ એરીંગ પ્રેઝેન્ટ દેગા, તો ફીર વોહ આપણુકો લવ્હ કરેગી, ફીર આપણુ એનટોનીયોકો લાત મારકર આપણા લુસીકો બગલમે લેકે ગોવેકો જાએગા. [જાય છે.]

[ વીકાજી કપડાં પેહેરતાં બગલમાં છતરી મારી બહાર જવા નીકળે છે.]

વીકાજી—લુસી જોજે ઘેર તપાસજે, હું ઓય આઉં છ. પુતલી આવે તો તેને બહાર થંડીમાં ફરવા ના દેતી. જોજે ઘોંટાઇ ના જતી.

[જાય છે,]

લુસી—હું કોઇ દિવસ બપોરનાં સુતી નથીજી. (મનસેં) બાઇ પન ગીયાં, ને શેઠ પન ગીયાંચ. હવે ઘેરમાં કોઇ નથી, ને મુવું કોઇ આવે વખતે આવીને શું લઇ જવાનું છે? મારો એનટોનીયો મારી ખબર લેવા હજી સુધી કેમ નથી આયો? મુવો વલી રખે પીઠામાં ભરઇ નાક મોહનું બીનવતો હોસે? બાઇ—શેઠ આવે તે આગમજ તેને જઇ મલી આઉં તો કોણ પુછનાર છે?

[લુસી બહાર જાય છે. એનટોનાયો દાખલ થાય છે, હાથમાં બુટ, મોજા ઉતરી ગયલાં, ટાઇ હવા ખાતો, ટોપી ફરી ગએલી એવી છાકટ હાલતમાં આવી બુટ અંદર ફેંકી દે છે.]

એનટોન્યો—એ એ એ એ ચે ચે ચેંક! જમીન હાલતા હાએ, આપણા પાંઉ ઠરતા નહીં. જયસા જયસા આગુ ચલતા હએ, વએસા વએસા પીછુ હટતા હએ. ચેંહરે! એ સોબ લોગ એસાજ ચલતા હોગા? લોગ બોલતા આમ બોત દારૂ પીતા (પીએ છે) જુટ બાત. દારૂ કાએકો પીતા? એ કોનકુભી માલુમ નહીં. જબ આમ પ્યાર કરને જાતા તોબ પ્યારકો ગોરમ બનાને દારૂ પીતા. દારૂ નહીં પીએગા તો પ્યાર કએસા કરેગા? દારૂ બીગર પ્યાર નહિ, ઔર પ્યાર બીગર દારૂ નહીં. (પીએ છે) ઇધર કોઇ નહીં—ઉધર કોઇ નહીં. પુતલીબાઇ આપણા લવર કે સાથ ઉધર ફીરતા હએ, બુઢા સેઠ બહાર ગીયા, આેબ આપણા લુસી લવલી કયા કરતી હએરે? (દરવાજો ખુલ્લો જોઇ) દરવાજા ખુલ્લા હાએ મોગર આપણા લુસી નજર નહીં આતા, (અંદર જઇ શોધે છે) કોઇબી નહીં—લુસીબી નહીં, અબ આનતુન તું કયારે કરેગા? કોઇ ઇધર આતા દીખતા હએ. આપણા લુસી હોગા તો બોડા અચ્ચા! પુતલી બાઇ હોગા તો બોડા ખરાબ. વો બોલેગા આપણુ કોઇ ચોર હાએ. હમ પીપમે છીપ જાતા હાએરે.

[પીપમાં બેસે છે. બીજી ગમથી કાસમ કેદીના પોશાકમાં દાખલ થાય છે. વરસાદ વરસવા માંડે છે.]

કાસમ—(સામે બીજીગમ પેશુતનના ઘર તરફ જોતાં) દશ વરસ પાણીનાં રેલા માફક વહી ગયાં, મારો હમનબઈ પેશુતન સુખ શાન્તીમાં રાજ કરેચ !, અને હું જેલમાં સખત વહીતરૂં કરી આય નબેહતર હાલતે પુગોચ. મારી બુઢ્ઢી અમ્મા આ ગામડાનાં કબરસ્તાનમાં ભાંગેલે દિલે દફન થઇ, મારી બૈરી મારી નામોશીથી મરી ફુટી. તેઓ બધાં મરી ગીયાં, એ ઠીકજ થયું. જો મારાં અજીજો જીવતાં હતે તો હું કદીજ આય કંગાલ હાલતમાં તેમને મારૂં કાલું મોહડું બતલાવવા અહીં નહિ આવતે. (ઉશકેરાય છે) પેશુતન તેં મારી ઉછાછલી બદમાસ ચાલને સજા કરી, મને જેલમાં નખાવીયો, તે કરતાં મારી કાકલુદીપર દયા કરી મને સુધારવા તક આપી હતે તો આજે હું ચોર બદમાશના કલંકિત નામ હેઠળ આવી રીતે ભરાતો છુપાતો ફરતે નહિ; પણ કદાચ એક કુટુંબ કબીલાવાલો મજદુર બની હલાલ મેહેનતે ગુજરાન કરતો થતે. બસ ખુદા કરેને તારી કાલીસુરત હવે મારી સામે નહીં થાવ તો સારૂં, નહિ તો મને કંઈ એવું થાએછ કે આપણા બન્નેના હકમાં કંઇ બુરૂં થસે. આય તુફાની વરસાદ મને થથરાવી રહોછ, મને કાંઇ ગુજરાનનું સાધન હાથ લાગીજાએ તો આ નેહેસ્ત ગામમાં એક પલપણ થોભું નહિ.

[દરવાજો ખુલ્લો જોઇ અંદર જાય છે. એનટોનીયો ધીમેથી પીપમાંથી મ્હોઢું બહાર કાઢી જોતાં બહાર નીકળવાની કોશેસ કરે છે.]

એનટોનીયો—(મનસે) એ કોઇ રફીયન દીખતા હાએરે ? એ પીપમે બોત બોત પાણી હએ, ઓપણુ બીલકુલ થંડા હો ગયા. જરા ફ્લાસ્ક મુહકો લગાએગા તો બદન ગોરમ હોગા (પીએ છે).

કાસમ—(એનટોનીયોના બુટ તફડાવી લાવે છે.) ઘેરમાં કંઇ હાથે ચઢે તેવું મલ્યું નથી; પણ આવા થંડા પાણીમાં આય બુટ ઠીક કામ આવશે (પેહેરે છે). છતાં કંઇ વાસણ કુસન મળે તો તફરાવી લઉં, કે રસ્તામાં ખરચી માટે કામ લાગે (અંદર ફરી જાય છે.)

એનટોનીયો—ચેંહ ! આજકા દિન બોડા ખરાબ. બાદલ ગરજતા હય, બીજલી ચમકતી હએ ઓર બોરસાત પડતા હએ. એ દુસરા કોન આતા હએ ? ઓજ ઓપણા નસીબ બોડા અનલકી હએ, લુસીકો પ્યાર કરને જાતા હએ તો સોબ લોગ બીચમે આતા હએ.

[ફરી પીપમાં ભરાએ છે. સામી ગલીમાંથી પેશુતન છતરી ઓઢેલો દાખલ થાય છે. તેટલાં કાસમ હથીયાર વગેરે ચોરી બહાર આવતાં બંન્ને એકમેકને ઓળખતાં ફિશકેરાય છે. કાસમના હાથમાં હથોડા જેવું હથીવાર છે ]

કાસમ—(ઓળખી) કોણ પેશુતનજી ?.

પેશુતન—કોણ કાસમ ? ચોર બદમાશ ?.

કાસમ—ખબરદાર ! તમારી કાલી સુરત બતાવી મારા દુખી જીગરને ઉશ્કેરીને મને ભૂત બનાવતાં ચેતજો.

પેશુતન—તારી બદમાસ ચાલને લીધે તુને મે વાજબી સજા કરી તે તું કબુલ કરતોજ હોસે, પણ હજબી કંઇ સુધરજે; આય આસપાસના ઘેરમાં દરોરો પાડતાં સંભાલજે, નહીં તો પોલીસને હવાલે કરસ.

કાસમ—તમે મને ઉસકેરી દીવાનો બનાવીયોચ. હવે તો હું પણ તમારા જેવોજ દયાહીન થયોછ.

પેશુતન—જેલમાં દસ વરસ સુધી સખત મેહેનત મજુરી કરી એવુંજ બોલતાં શિખીયોછ કે ? હવે તો આય ગામમાંથી સદાનો દુર કરવા હું આજને આજ પગલાં ભરસ.

કાસમ—પેશુતન્ મારા રસ્તામાંથી દુર થા. આજે વરસતો વરસાદ લોહીની ગોયા સેર વરસાવતો હોય તેવું મારી આંખે દેખાય છે, માટે મારાથી જેમ બને તેમ દુર થા, નહીં તો મારા કામ માટે હું જવાબદાર નહિ રેહવસ.

પેશુતન—(પકડીને)તારી જવાબદારી હું પોતે માથે લઇ તુને હવે એવી ૦.ગે મોકલવા માંગુંછ કે તું ફરી આય ગામને તારી હાજ-રીથી સતાવે નહીં.

[પેશુતન કાસમને ગલીચીમાંથી પકડવા જતાં તે તેમને જમીનપર પટકે છે ને છાતીપર ચઢી બેસે છે; વરસાદ જોરમાં વરસે છે.]

કામસ—આય કામ કરવા તેંજ મને ઉશકેર્યોછ. તું મને પોલીસને હવાલે કરે તે આગમજ હું તુને આજે જમને હવાલે કરી છોડસ.

**પેશુતન**—શએતાન તું શું કરવા ધારેછ ?

**કાસમ**—(ઝનુનમાં) દયાહીન હું મારા ગરીબ કુટુંબનું વેર લેઉંછ.

[કાસમ પેશુતનના માથામાં વીકાજીની ચોરેલી હથોડી મારે છે, આથી પેશુતન અવાચક થઇ મરી જાય છે. કાસમ પોતાના આ ઘાતકી કામથી સાવધ થાય છે.]

મે આય શું કીધું ? એ મરી ગીયોચ ? મને ખુન કરવા કોણે ઉશકેર્યો ? તેં ! પેશુતન તેંજ મને ખુની બનાવીયો. મારા કિસમતમાં આવું બનવાનું હતું તેથીજ હું આય તરફ આયો તો હવે એનેજ પઇસે દુર નહાસી છુટું. (પેશુતનનાં ગજવામાંથી પૈસા, ઘડીયાળ છેડો, રૂમાલ વગેરે કાઢી લીએ છે.) મારૂં આય કરમ કોઇએ જોયું નથી. (અનતુન આંખો ફાડી પીપમાંથી જોય છે.) તુંફાની વરસાદ મને નહ-સાડવામાં જરૂર મદદ કરશે, ને એનાજ પૈસા મને ગુજરાન કરવાનું સાધન શોધી આપવા તક આપશે.

[કાસમ બધું ઉઠાવી નહાસે છે. એનટોનીયો ઘભ રાયલો પીપમાંથી નીકળવા જતાં ઉઠલાઇ પડે છે બહાર બધું પાણી ઢોળાય છે.]

**એનટોનીયો**—બાપરે ! ઉસને એહ કયા કીયા ? અચ્છા હુવા આપણુ સામને નહિ ગયાં; નહીં તો આપણુકોભી સુલા દેતા. અબ આપણુ બોમ પાડકે સોબકો બુલાયગા. પન ચેંહેંરે એ પાંઉકો કયા હુવા ? આજ આપણુકો કોઇને જાદુ કર દીયા હએ ? તોભી આપણુ બુલાયગા.

[દોડવા જાય છે પણ લપેરા ખાતાં સામી ગલીની ગટરમાં પડે છે. બહાર પગ દેખાયા કરે છે. વીકાજી બીજી ગમથી ગુસ્સામાં દાખલ થાય છે. વરસાદ તદન ખુલી જાય છે.]

**વીકાજી**—મારા જેવાને તેઓએ મુરખ બનાવીયો ? મને હુલકાવી અગીયારીમાં તેડયો અને પોતે તેમ મનજી કોઇ ત્યાં આયું નહિ ? મારૂં આવું અપમાન ? હું કદી પણુ માફ નહિં કરશ. હવે કદીબી પેશુતન અને હું દોસ્ત બની શકનાર નથી. આજ પછી વીકાજી અને પેશુતન અગાઉ કરતાં પન કટ્ટા વેરી કેહવાસે. (દરવાજા પાસે જતાં

પેશુતનનું મુરદું જોય છે.) ઓ ખુદા એતો પેશુતન પડીયોછ? એને શું થયુંછ? એને કોણે મારી નાખીયોછ?

[વીકાજી તપાસે છે તેટલાં મનજી, નાદીર, જામાસ્પ, દાદા દાખલ થઇ વીકાજીને આવી હાલતમાં જોઇ ગભરાય છે.]

**મનજી**-( શકમંદીથી ) વીકાજી વહાડીયા એ તેં શું કીધુ !

**જામાસ્પ**-અરે એ તો પેશુતનજીનું ખુન થયુંછ?

**વીકાજી**-( હાથ ધ્રુજાવતાં ) ઓ મારા ખુદા ! તમે એમ કદી નહી માનસો કે મે આવું નીચ કરમ કીધું હોએ?

**મનજી**-(તેને બાજુમાંથી થથરાવી) હમો શું કરી શકીએ? તું તેમ પેશુતન અમુને અગાયારીમાં નહીં દેખાયા ત્યારેજ અમે ધાર્યું કે તમો વચ્ચે રખે કંઇ ફીશાદ થયો હોએ, છતાં એટલી હદ સુધી બુરૂં તમો વચ્ચે થયું હોએ એવું તો સપનું પણ ન હતું. તમારા ચેહેરાપરથી તો હવે ખુલ્લુ જણાયછે કે ખુની તો તુંજ છે.

**વીકાજી**--(તેમના શકથી પેશુતનનું માથું જમીનપર મુકી ઉભો થાય છે.) હું બેગુન્હા છેઉં. તમે મારી પર આવું નીચ કામ કરવાનો ઝાંખો શક વટીક લઇ જઇ શકશો નહી !.

[ લુસી દાખલ થતાં બધાને ધભરાયલાં જોઇ ધભરાય છે. ]

**લુસી**-મારા શેઠને શુ છે?

**મનજી**-પેશુતનજીને કંઈ ઇજા થઇછ. એમને ઘેરે દોડતી જઇ બેજનજીને જલ્દી અત્રે લઇ આવ.

**લુસી**-માએરે ! આજે મને કંઇ થયાજ કરતું તું. મુવું આખરે કંઇ બુરૂં થયું ખરૂં.

**મનજી**-જા જલ્દી દોડી જા.

( લુસી દોડી જાય છે. )

**નાદીર**-વીકાજી શેઠ હું થોડાજ દિવસમાં તમુને ઓળખતાં શીખ્યોચ, અને તમારા જેવા નેક માણસને આવા ગુન્હા માટે ફાંસીએ ચઢેલા જોવા હું ઘણો દલગીર થવસ. હજી એક તક તમારા હાથમાં છે. જેમ બને તેમ અતરેથી નહાસી જાવ. એક વખત બધે જાહેર થયું

તો પછી કદી નહાસસે નહી. ખુદા તમુને તમારો ગુન્હા માફ કરે. (બાજુ દાદીને) ને મારી નેમ પાર પડે. (દાદી મુગી રીતે ડોકના લેહકાથી બાજુએ હા પાડે છે.)

વીકાજી—શું હું નાહસી જાઉં ? નહીં કદીબી નહીં ! એક નીરદોશ શખ્સ કદી પણ ઇનસાફની ચુંગાલથી ડરીને નહાસવાનો ખ્યાલ કરસે નહીં. હું ચો તરફથી શકમંદ આંખો વચ્ચે ઘેરાએલો કેદી હોવસ, પન આ નીચ કામમાં તો કદી નહીં. ખરા ખુનીની તપાસને હું કદી બી ગુંચવણુમાં નાખી ગુનહેગાર થવસ નહીં. હું તમારા જેટલોજ નીરદોશ છેઉં, તો નહાસીને ફોકટનો ગુન્હેગાર કાંય ઠરૂં ?

નાદીર—જેવી તમારી મરજી.

મનજી—જુઓ, જેણે પોતાનો બાપ ગુમાવયોછ તે પોતેજ અતરે આવી રહયોછ.

[પુતલી એજન સાથે દોડતી આવે છે. પાછળ લુસી ને સીપાઇ ગામડીયા વીગેરે આવે છે]

એજન—મારા બાવાને શું થયુંછ ? (બદન પાસે ગુડને પડે છે.)

મનજી—ભાઈઓ ! આપણા ગામમાં દલગીરી ભરયું ઘણું બુરૂં કરમ થયુંછ. ભલા પેશુતનજી ખુનીનાં હાથના ભોગ થઇ પડીયાછ.

એજન—(વચમાં ધસી)એ ખુન કોણે કીધું ? મારા બાપના ખુનીને મને બતાવી દો. (ઘભરાયલી પુતલી બાપના પાસામાં જઇ દબાય છે.)

પુતલી—બાવાજી બાવાજી બોલોની એ ખુન કોણે કીધું ?

વીકાજી—ખુદા અને ખુન કરનારજ તે જાણતાં હોસે પણ બધા મને ગુન્હેગાર ધારેછ.

પુતલી—(દઘાઈને) તમુને ?

એજન—મારા બાપનો તું ખુની કે ? હા તુંજ હશે. એમનો જીંદગીભરનો દુશમન એજ એક હતો. આજે દોસ્તી કરવાનાં બહાના હેઠળ મારા બાવાને આ એકાંતમાં ઘેરી તેમને ઠાર કરવાની તમારી એક બાજી હતી, પણ ખુદાનાં કસમથી કેહવસ કે આ ગુન્હા માટે હું સજા કરાવસ.

**પુતલી**—નહી ! નહી ! બેજન મારા બાવા બેગુન્હા છે. આવું નીચ કામ મારા બાવા સ્વપને પણ નહીં કરે. મારે ખાતર તેમને ગુન્હેગાર ના ધાર.

**બેજન**—ઓ ખુદા ! મારા બાપનાજ ખુનીની બેટીને હું ચાહતાં શીખ્યો ! ઓ પુતલી ! તારે ખાતર વખત પડવે મારા જાનનો પણ હું ભોગ આપતે, પણ હવે તો મારા આય બાપની આવી હાલત થકી તો હું તુંને પણ ધીક્કારૂં છ.

(સીપાઇઓ લોહીથી ખરડાયલી હથોડી શોધી કાઢે છે.)

**સીપાઇ**—પેશુતનજીનું ખૂન આય હથોડીથી થએલું જણાયછ. અત્રેજ લોહીના ખાબોચીયામાં પડેલું હતું.

**બેજન**—ખરી સાબેતી. અજ એમનું હથીઆર છે. મારા બાપના ગુન્હેગારને કેદ કરો. (સીપાઇઓ વીકાજીની પાછળ ફરી વળે છે.)

[ પુતલી ગમથી ઉશકેરાઇ વીકાજીના પગપર તુટી પડેછ, લુસી તેની પાસે ઘુંટને પડી ઉઠાડેછ. બેજન પોતાના બાપના રૂવાન પાસે ઘુંટને પડે છે.]

**પુતલી**—ઓ બાવા ! મારા બાવા !

**ટૅબલો.**



## અંક ૧ લો—પ્રવેશ ૩ જો.



**સ્થળ—બેંડસ્ટાંડ.**

[ અદી પતંગીયો ગાતાં ગાતાં દાખલ થાય છે. ]

**ગાયન.**

**અદી**—

હું હું અદી પતંગીયો
છકેલ એક જુવાનીયો, હું વીમાની કુંપનીનો એજંટ-હું.
તાલમાં ફરૂં દરેક હાલમાં
નારને ધરૂં ફરેબ જાલમાં
દામમાં આવતાં થાએ હરદમ ખુશી.—હું હું.

છું હું બડો મોજીલો-સદા ફરેબમાં પુરો
અમનમાં ચમનમાં નથી કોઇ એવો શુરો.
એસકી ફાંકડો થઇ-વીમાનો એજંટ બની
ઘરેઘર જઇને મળી-ભાષણો કરૂંછ ફની
બડાઈ મારૂંછ ઘણી-છું હું અદી.

[ નાજાં આસપાસ જોતી પેરેસોલ ફેરવતી દાખલ થાય છે. ]

નાજાં--માયરે હુંતો ભુલી પડી. ગીરદીમાં કોણ જાણે શીયાવક્ષ મને કહાં સોધતો હાશે ?

અદી—એ આય કોણ !

નાજાં--ઓય સાંજ થશે ને હું એખલી ઘેરે કેમ જવસ ?

અદી—એ ચાંદ જેવી ચદન ચેરી અંહી કોઇ મારા જેવાજ સોધતી ફરેછ દેખું.

નાજાં—એ કોઇ ચદન ચેડા જેવો અંહી તહાં શું ટીકતો ફરેછ ?

અદી—દીકરા અદી કંઇ પાકે તેવું હોય તો નસીબ અજમાવ ( માથા પરથી કેપ ઉતારી નમે છે. )

નાજાં—એ એમ ઇતરાઇ સાનો જતો હોશે ?

અદી—( પાસે આવી ) બાનો-મીસ-મીસ-મીસીસ-

નાજાં—મીસ્તર હું કોઇની મીસબી નથી ને મીસીસબી નથી. હું તમુંને ઓળખતી નથી.

અદી—ત્યારે તમે મને ભુલીજ ગએલા લાગોછ. ( યાદ કરવાનાં ડોળથી ) ને હું પણ તમારૂં નામ ભુલી ગએલો લાગુંછ

નાજાં—મીસ્તર તમે કોણ ?

અદી—હું ? અરદેશર પતંગીયો તરજુમા તફરમચીમ માસીકનો એકાંતીયો અધિપતિ, ને શોર્ટ લાઇફ ઇન્સ્યુરન્સ કુંપનીનો એજન્ટ.

નાજાં—હં !

અદી—શું કરૂં ? અમારી કુંપની બઇરાંના વીમા ઉતારતી નથી, નહી તો હું જરૂર તમુને મારા એક ધરાક બનાવતે.

નાજાં—હોસે ? ( આજુ બાજુ જોઇ ) હજી તેવણ મળે નહિ. કોણ્યું જાણે કાંહાં મને શોધતા હોસે ?

અદી—તમારે ફીકર કરવી નહીં, હું હેક બાનુ તરફ અનહદ માન ધરાઉંછ, તેમની સંભાળ લેવાનું કામ તો હું જેંટલમેનની માફક કરૂંછ.

નાજાં—મીરતર કોઇ બાઇ મનીખ પુછે પરછે નહિં છતાં તેને બોલ બોલ કરી બોલાવીયા કરોછ ?

અદી—એતો મને લઢનજ પડી ગેઇછ. હું મારી છપેલી ચોપડીઓ મારા દોસ્ત બીરાદરોપર મોકલુંછ, તો તેમની પરણેલી યા અદરાયલી બૈરી હોય તેમનેજ નામે મોકલુંછ કે તેથી મારા દોસ્ત ખુશી થાએ ને તેમની બૈરી મારાં ફ્રેન્ડ થાય.

નાજાં—ત્રણુંજ શેમફુલ. એપરથી જણાયછ તમે કોઇ છતરના હાલ્લાં, સલુકના બારદાન, નફટાઇના અવતાર, ટીમલા ફકીરડા જેવા લાગોછ.

અદી—જરા ધીરે બાનુ. તમે દરેક એલકાબ ને માન થાન મને આપી ચુકા તે માટે તમારો આભાર માનુછ. (જમીન સુધી નમે છે.)

નાજાં—એ તો તમો કોઇ બરા નફ્ટ લાગોછ.

અદી—(આસપાસ જોઇ) અએ પરીપયકર પરી સુરત તારાં રૂપનું હું શું વર્ણન કરૂં ? ઉફ ! 'કયા કહું કહા જાતા નહિ !' તમારી ખુબસુરતીનું બયાન કરવા માટે એક કવિની કલમ સદા જુઠીજ રેહેસે, એક ચિતારાની પીછી સદા જુઠીજ રેહેસે. દુનિયાના સર્વે મશહુર ચિત્રકારો જેવા કે રશીયન મોનસ્યુર પેદરૂસકી બાવરી ચશ્કી બેવરા વિહરકી, જાપાનીસ આરટીસ્ટ ટોહ્લામારૂ વિગેરે દુનિયાના સર્વે મશહુર આરટીસ્ટો દરેક જન એકેકી ખુબસુરત નાજનીનનું ચિત્ર પોતાની કલ્પના શકિતથી દોરે તો એ સર્વે ચિત્રો મારી આંખ સામે ઉભેલી પરીચહેર આગલ પાની ભરે.

નાજાં—(હસતાં) આ તમો ઘણું ફની બોલોચ ! અવાસ બલી ગીયાં ને કોયલા રહી ગીયાં દેખું.

અદી—(સ્વગત) હવે પોરીને શીસામાં ઉતારસ હું ! (મોટે) તમુને પેહેલી નજરે જોતાંજ મારા તનબદનમાં લાગેલા વિજળીના ઝટકાના ચટકાના ફટકાનું શું બયાન કરૂં ? તમુને જોતાંજ મારૂં જીગર ઉડીને ગલામાં ખુંચી બેઠુંછ, મારી જીભ સુકાઇને તમારા હુસ્નની સોલ

જેવી મુફીદુસ બની ગેઇછ. હવે તમે મારો હાથ દોસ્તીની શેકહેન્ડથી ના પાકડશો તો સેવક ભાટીયા બાગમાંથી પાંચશેર તેલનાં ભજીયાં લાવીને ખાઈ જઇ આપઘાત કરશે.

[શીયાવક્ષ દાખલ થઇ અદીની ચાલ પામી જઇ બોચીમાંથી પકડે છે.]

શીયાવક્ષ—બચ્ચા પકડાયો કેવો સરસ?

અદી—(બાજુ) ઠાર્યા માર—અરે માર્યા ઠાર.

શીયાવક્ષ—એખલાં બાઇ માનસ સાથે ગોતાં શું ખાયા કરતોતો?

અદી—હું જાહેર બાબત ઉપર જાહેર રસ્તાપર આ બાનુ સાથે તકરાર કરતો તો કે--

શીયાવક્ષ—બચ્ચા ઉભો રેહ—હું તારો સોદો કરૂંછ. (પકડે છે.)

નાજાં—આ શીયાવક્ષ તુને કેટલું અવારૂં? જવાદે બીચારાનું ચશકેલું જણાયછ.

શીયાવક્ષ—હું ધારૂંછ કે એ કેથો ભુલાચુકાનો માબાપ જણાયછ.

અદી—(બન્નેની વચમાં ઉભો રહી) મીસ્તર તમુને ઓળખવાનું મને માન આપશો? હું કે નહિ શોર્ટ લાઇફ ઇન્સ્યુરન્સ કુંપનીનો એજન્ટ—

શીયાવક્ષ—તમુને આય મારાં પ્રોમીસ વાઇફ સાથે ગોતાં ખાવાની કંઇ જરૂર?

અદી—ફકત ધંધાના તરીકાને લીધે હું બીઝનેસ લાઇક વાત કરતોતો, તેટલાં તમે ફુટી નીકળીયાં, ઓલરાઇટ ભવિષમાં મળશું ત્યારે—

શીયાવક્ષ—(પકડે છે) મીસ્તર આજે મલ્યાછ તો મલ્યા, બીજી વખતે એખલી અટુલી બાઈ માનસ સાથે છુટથી વાત કરી, ઘરાંઘરાં કરતો જોવસ તો બોચીમાંથી એમ ઉભો ને ઉભો ઉંચકી રસ્તામાં વચ્ચે નાખી દેવસ.

અદી—(નફટાઇથી હસીને) ભલા માનસ મોટરગાડી આવતી જતી જોઇનેજ નાખજે જો.

નાજાં—જવા દે શીયાવક્ષ. એવા દેખાતા જંટલમેન લોફર સાથે લડવામાં ફાયદો નથી; ચાલ હવે આપરે ફરવા જતે. (બન્ને જાય છે.)

અદી—ગયા? કેવો 'લકી ડોગ' છે હં? આપુને એવું પરી પઐકર ગોરૂં ગોમટું મલતું નથી. એજ કમનસીબીની? એતો—

'હીણુ કરમનો પારસી, ધક્કા મુકી ખાય,
કરમમાં જો હોજરી, તો બોટાં કહાંથી ખાય?'

[મનીજેહ પાછળથી દાખલ થઇ અદીના બરડાપર
પેરસોલ મારે છે.]

મનીજેહ—એ મુઇ તમારી ટેવ નથી જવાની? હું તહારની દુરવેરથી જોતી આઉંછ કે પેલા માટીડા સાથની બેરી સાથે કહારના ધરાંપરાં કરી મરડઇ જતાતા.

અદી—ઓ મારી મની! મારી મનીજેહ! તું તદન ભુલેછ. હું તો તેમને જોઇ મનસે વિચાર કરતોતો કે આપરે એ પરમાને કયારે સાથે જોડાઇ એમ બગલમાં હાથ લઇ ચાલશું! (હાથ લેવા જાય છે મનીજેહ છનકો કરે છે.)

નાજાં—એ તમારી લભાસ હું બધી સમજુંછ. તમે તો લદન શોખ થએલા હુતા પન મેજ સુધાર્યા.

અદી—હારે મારા કલેજાં, તે હું કહાં ના કહેઉંછ?.

મનીજેહ—તમે મને એપોલોપર મળવા કહ્યું ને અહીં ધસડાઇ આવી થભ્યા હું રખડીને થાકી ગેઇ.

અદી—સમજવામાં તારી યા મારી ભુલ થઇ હોસે.

મનીજેહ—મારી ભુલ કદી નથી થતી. તમેજ હંમેશાં મને ઉડાવવા ખોટે ઠેકાંણે તેડી બલતે ઠેકાંણે સતકયા કરોછ.

અદી—એતો ડીયર મારૂં ભેજું પડીયું ભુલકણું, તેથી તું મને સંભાલી લે.

મનીજેહ—આજે કેવું મજેહેનું ચાંદરણું પડયુંછ!
અદી—અને તેમાં તું મારી વહાલી કેવી સરસ શોભેછ!
મનીજેહ—અદી ડીયર, અદી તું મારી સાથે વફાદાર રેહેજે હો.
અદી—કાંય નહિ ડીયર!

ગાયન.

મનીજેહ—પ્યારાં રહીશું જે સાથ—સુખ સંપમાં આબાદ-પ્યારાં૦
અદી— મારી તું જાન માનુ-એક ધરણુ બીજે ચાંદ-પ્યારાં૦
મનીજેહ—ફંદ ફરેબ ન મુજને ભાવે,
કોઈ મુજને કદી ન બનાવે.
અદી— તું પ્યારથી મને લલચાવે,
પણ મનનન તું રોજ નચાવે.
મનીજેહ—દિલમાં છે ચાહ સદાએ,
અદી— કરૂં જીગર યાદ—તને પુનમ ચાંદ—લે તું દાદ.
—રહીશું જે સાથ.



# અંક ૧ લો—પ્રવેશ ૪ થો.



સ્થળ—ખેતર.

[ નાદીર, જામાસ્પ ને દાદી આવે છે. ]

જામાસ્પ—નાદીર તું તો નસીબનો જબરો બાગેબુલંદ છે જો.

દાદી—નસીબનો બાગેબુલંદ પુછેછ ! અરે જ્યાં જ્યાં એ જાલ પાથરેછ ત્યાં કદી માછલાંઓ પકડીયા વગર ખાલી જાલ ખેંચતોજ નથી.

નાદીર—બીરાદરો જરા ધીરા પડો, મે ધાર્યું તેથી વધારે આસાનીથી તે પાક પરવરદેગારે મારૂં કામ આસાન કરી આપ્યુંછ. હવે એક વખત વીકાજી ત્રણ લાકડે લટકાયા તો પછી પુતલીને બન્દા એવી નમાવસે કે છોકરી નહિ બેજનની થશે કે કોઇની.

જામાસ્પ—પણ છે તે કરીને એમ પુછું વીકાજી બે ગુનાહ કરી છુટી ગીયો અને ખુની કોઈ બીજોજ જણાયોતો ?

દાદી—ત્યારે તો આપ હવામાં બાંધેલા કીલ્લા હવામાંજ ઉડી જવાના.

નાદીર—દીકરા જામાસ્પ તું આટલો બધો હોશિયાર ચાલાક ને ગવંડરની કાઉન્સીલના ઓનરેબલ મેમ્બર જેવાઓને સલાહ આપનાર તે આટલો બધો ગાફેલ કેમ બનેછ ?

જામાસ્પ--મને જરા સમ્જાવતો ખરે.

નાદીર--એ સમજ, ખુની એધ બીજે જણાએ જે વીકાજી જુમના વાંકમાંથી નિરદોશ ઠરી છુટી ગીયા તોબી આપુને મિહવાનું શું છે!

જામાસ્પ--કાંય નહિ ?

નાદીર—કેમજે એજને વીકાજીને નાહકના બદનામ કીધા, તેથી પુતલી એજન સાથે પરણવા હરગીંજ રાજી થશે નહિ.

દાદી—લે જોયું એના મસ્તકની સન્દુકની તન્દુરમાં કેવો પેહેલે નંબરનો અકકલનો કવાબ ભુજાંઇને તઇઆર થયો તે!

નાદીર—તુને ખબર છે! વીકાજી વહાડીયા ઘણોજ દયાળુ દિલનો આદમી છે.

દાદી—હાં, ઘણોજ દયાળુ માયાલુ જરદાલુ ને સાથે લાગો સાકરમાં ચાસ પાએલો બોખારી આલુ જેવો મીઠો.

નાદીર—તે પોતાની દીકરીની મરજી વિરૂધ હરગીજ વરતવાનો નથી, ત્યારે થશે એમકે એજન સાથનું પુતલીનું કારજ પોતાની મેળેજ તુટી જશે, પછી તે બાપડી જશેજ કયાં ?

જામાસ્પ--હું એમકે ?

નાદીર--અને જો એકવાર પુતલી મારી થઇ તો તેની સાથે વીકાજીની દોલત પણ બન્દાની સમજજે પછી તો બન્દાનું સીનેહરાખ દિલ છે, ખુદાના આપેલા આય સુપડા જેવા હાથ છે, દુખ વિસરાવનાર આય પથ્થરથી નરમ કંજું છે, આય આંખોમાં તમામ દુનિયાની શરમ ભરાએલી છે.

દાદી—ને સાથે બાપદાદાની ઉતરતી આવેલી આબરૂ છે.

જામાસ્પ—દીકરા નાદીર ખુદાએ પણ તુને સંપુર્ણ બનાવીઓછ જો, ગળું રેહેસવામાં પુરો કસાઇનો છુરો.

દાદી—ને બકરાં બનાવવામાં શુરો.

નાદીર—તું જોતો ખરો! શેતરંજની બાજીનાં પાટીયાંપર એવું પ્યાદું રમસ કે ઓરજ રંગ જમાવી સહુને ડંગકરી આખરે જીતસ, જરૂર જીતસ.

જામાસ્પ--જીતસે મારો નાદર જીતસે.

દાદી—નહિ તો ચાંચડાં મારવા જરૂર જશે.

જામાસ્પ—દાદી મુગો મરની.

હાદી—જો ભઇ જામારપ હું મારી જબાનદરાજીની ઝમકની ચમકમાં રમત કરતો હોઉં ત્યારે તું આમ વચમાં ડપક કરતો થપ કરતી મુંડી મારસે તો જબાન બન્દ કરી ઝપ કરતો ચાલી જવસ, પછી તમો રખડી મરસો સમજ્યા કે?

નાદીર—લેવો દોસ્તો ચાલો ત્યારે બાકીનું અધુરૂં કામ પુરૂં કરવા માટે ખુદાનું નામ જબાનપર લઇ શરૂઆત કરીએ.

જામારપ—શું બોલ્યો! ખુદાનું નામ જબાનપર લઇએ? (હસેછે) હા હા હા.

નાદીર—કાંય હસેછ કાંય!

જામારપ--અરે પન ભઇ મારા તારા કામો એવાં છે કે જેમાં તું ખુદાનું નામ લઇ શકેજ નહિ.

હાદી--જો આય પરહેજગાર બોલ્યો તે?

નાદીર--બચ્ચા જામારપ ખુદાનું નામ લેવાનું કામ તે કંઇ ફકત મોબેદોનુંજ સમજ્યો કે? અરે મારા દીકરા-કસાઇ બકરાના ગળાપર છરી ફેરવતાં બિસમિલ્લા કાંય બોલેછ? પીંઢારા લુટ કરવા જવા આગમજ દેવીની ભક્તિ કાંઇ કરેછ? ચોર ચોરી કરવા જતાં દાદારની દાદ કાંય ચાહેછ?

હાદી—વે ચાલ ત્યારે ખુદાનું નામ લેવા માંડ અમે પણ તુને મદદ કરસું.

ગાયન.

ત્રણે-- હકનામ મુબારક લઇ એ,
નીરભય થઇ જંગમાં જઇ લડીએ,
હાદી }
જામારપ } —સરખા બિરાદર છઇએ,
ફિરતી સાગર તરીએ......હકનામ.
હાદી—લાવ મકસદ બરતું અય પરવર, હર મુશકીલ કર આસાન;
હાદી-જામારપ—ગરદન રેંહેસવાનો ધંધો લઇ બંદા પડીયા મેદાન.—
નાદીર—નાચાર જો કીધાછ તો આધાર તું થા,
હાદી-જામરપ—નાદાર જો કીધાચ તો સાહુકાર તું થા;
નાદીર--છોટા જો કીધાછ તો વડીલ તું થા,
હાદી-જામારમ—બંધવા જો થઇશું તો વકીલ તું થા—હકનામ.



# અંક ૧ લો–પ્રવેશ ૫ મો.



## સ્થળ–વીકાજીના મકાનનો અંદરનો દેખાવ.

[ વીકાજી એક સોફાપર બેસી પાસામાં પુતલીને દાબીને અફસોસ કરે છે. બારી બહાર સીપાઇ ચોકી કરતો જણાય છે. ]

**વીકાજી**--મારી વહાલી બેટી તું જરા શાંત થા. આય આસમાની આફતમાં તારૂં રૂદન મારા દુ:ખમાં વધુ ઉમેરો કરેછ.

**પુતલી**--બાવાજી હું કેમ શાંત થાઉ ? તમારા દોસ્તો તમુને ખુની ઠેડવી સજા કરાવવા તઇયાર થયાછ અને હું ચુપકીદીથી જોયા કરૂં

કોઇ કરે સરપર જખમ, ને ચુપ રહી કોઇ ખમે ?
સાંપ ડંખી જાય તોબી, ચુપ રહીને કેમ ખમે ?.
ઇંગારમાં નાખી બદન, કહે ચુપ રહી ના કર રદન,
આફતો વરસે છતાં, કહે દિલમાં તું થા મઘન ?.

**વીકાજી**—ખરૂં છે મારી બેટી, બાપના સાચ્ચા પ્યાર થકી અને હવે પછી તેનાથી હમેશના માટે વિખુટી પડવાનાં ખ્યાલથી તું નાહિમ્મત બની માહેતમનો વરસાદ વરસાવેછ ? પણ યાદ રાખજે કે નિરદોશપર હમેશાં ખુદાની નિગેહબાની કાયમ રહેછ, તો તેજ પાકપરવર મહને કલંકથી ઉગારશે એવું મારૂ યકીન છે.

યકીન છે બાતીન, દિલ દહેશત ના રાખ,
સાહેબ છે માથે દિલ દહેશત ના રાખ;
ફના થઇ જશે કુલ દેવની જાદુઇ
સરોશ છે સાથે દિલ દહેશત ના રાખ.

[ સીપાઇ સાથે બેજન, મનજી, નાદીર, દાદી, જામાસ્પ દાખલ થાય છે, ]

**સીપાઇ**--વીકાજી શેઠ હવે મારે મારી ફરજ બજાવવી જોઇએ અને તેમાં આય ગામવાસીઓ પોતાની મદદ આપવા સાથે આયાંછ.

**વીકાજી**--મારા પડોસીઓ આસપાસના સંજોગો મારી સામે પુરતી સાબેતી તમુને બતલાવતી હોશે, પણ હું એક નિરદોષ બચ્ચાં

જેટલોજ બેગુન્હા છેઉં. આજે હું તમો વચ્ચે ગુન્હેગાર તરીકે ઉભો છેઉં, પણ જ્યારે હું નિરદોશતા પુરવાર કરી છુટો થવશ ત્યારે મારી-પર બોહતાન જોડનારાઓ જરૂર પશેમાન થશે. ચાલો હું તઇઆર છું.

બેજન—ચાલો ત્યારે હવે વિલંબ સાનો ?

પુતલી—હું મારા બાપને કદી જવા નહિ દેવસ. તમો કોઇબી મને એમના પાસામાંથી ખેંચી સકસો નહિ. બાવા જ્યાં તમો જશો ત્યાં હું સાથે આવસ ! કદાચ મોત તરફ ! તો ત્યાંબી હું સાથે જઇ મરસ !

વીકાજી—દીકરા દુર થા. આય તમાશો જોતાં લોકો સામે મને નાહિમત ના બનાવ. ભાઇ મનજી આપણે આખી જીન્દગીભર સાથે ઉછરી મોહોટા થયાછ, અને મને ખાતરી છે કે તું તારી ફરજ પુરેપુરી બજાવશે.

મનજી—મારા દોસ્ત તારી જેબી ઇચ્છા હોસે તેને હું મારા મોત સુધી નિભાવી પાલસ.

વીકાજી—મારી નિરદોશ ગરીબ બેટી તરફ જોજે, તેની બરદાસ્ત લેજે, અને ખુદા તેનો બદલો તુને આપશે.

મનજી—તારી ખ્વાહીશ સરો ચશમથી બજાવીલાવસ.

બેજન—ભાઇઓ ખરા જણાયલા ખુનીને હવે વધુવાર ના રોકો, મારા બાપના ખૂનનું વેર જ્યાં સુધી ઇનસાફથી નહિ મેળવશ ત્યાં સુધી મને આ ખાણું પીણું હરામ છે.

વીકાજી—ભાઇઓ હું ફરીથી કેહુંછ કે ખુન ઘણું કમકામટ ભર્યું થયું છે ખરૂં, પણ આય મારા સ્વચ્છ હાથોપર તેના કલંકનો એક પણ છાંટો નથી.

[એનટોનીયો પીટર સાથે ધીમે ધીમે દાખલ થઇ સામો આવે છે]

એનટોનીયો—જરાબી નહિં ! ઔર વોહ આપણુ સાબીત કરેગા.

બધા—કઓન ? તુમ સાબેત કરેગા ?

એનટોનીયો—હા આમ. આપણુ મોશાયો એનટોનીયો હાએ, આપણુ સાબીત કરેગા કે વીકાજી શેઠ બીલકુલ નૉટ ગીલટી હાઓ.

પુતલી--એનટોનીયો ખરૂં બોલ મારા બાવા બેગુન્હા છે ?

એનટોનીયો--બાઇ મોત ધબરાવ.

નાદીર--(બલાઇ લેવા તેને પસવારતાં) મોશાઓ અનતુન તું સાબેત કરશે ? અમો સાથે ઠગાઇ ના રમતો, જો તું માની શકાય તેવી સાબેતી આપશે તોજ વીકાજીબા ખુનના આરોપમાંથી છુટકી શકસે.

બેજન—મારા બાપનો જોખી ખરો ખુની હોય તે મારી ચુંગાલમાંથી કદી છુટકી શકનાર નથી. મારા બાપના ખૂનીને ફાંસીને લાકડે ચઢાવવા માટે તેની તમામ દોલતની એક એક પાઇ પણ ખરચવામાં કચાસ રાખસ નહીં.

નાદીર—બેજન તું ઉછાછલો છે, ફીનો લેવાનું કામ તારૂં નથી.

પુતલી—(એનટોનીયોના બન્ને હાથ પકડી) ઓ ભલા અનતુન બોલ શું તું મારા બાવાની નિરદોશતા સાબેત કરશે ? ખરા ખૂનીને જાહેરમાં લાવી અમુને નામોશીમાંથી બચાવી શકસે ?

એનટોનીયો—આપણુ બોલતા હાએ વીકાજી શેઠ બીલકુલ નોટ ગીલટી હાએ. આપણા હકીકત તુમ સોબ સોમજેગા તબ આમકો બોડા ગધા બોલેગા.

નાદીર—બોલ શું હકીકત છે ?

એનટોનીયો—દેખો આપણુ કલ સાંજકો આપણી લવ્હલી લુસીકો મીલને આયા, રાસ્તેમે બોડા બોરસાત ગીરા, આપણા ફેશનેબલ ડ્રેસ સોબ સોબ ખરાબ હુવા, તો ફીર આપણુ આપણા ન્યૂ ઇંગલીશ બુટકો બગલમે મારકે પીઠેમે ગીયા. દારૂ પીકર સરદીકો ભગાયા, ઔર ઇધર આયા. ધરમે દેખા તો કોઇ નહિ મીલા. આપણા લુસીબી નહિ મીલા, આપણુ ગુસ્સા હુવા, આપના ઇંગલીશ બુટ ધરમે ફેંકા ઔર બોરસાતમે ભીજતે ખડા.

બેજન—તમામ વાહિયાત ! આવા છાકટાની જુઠી બનાવટી વાતથી નિરદોશતા કેમ જાહેર થશે ?

એનટોનીયો—જરા સોબરતો કરો ? આપણુ અબ સોબ બોલતા હએ.

નાદીર--ચલાવ, આગળ તારી વાત ચલાવ.

એનટોનીયો—ઇતનેમે આપણુ કોઇકો આતે દેખા, આમ સમજા લુસીસે લવ્હ કરને ઇડીયટ પીટર તો નહિ આયા? ઉસ્સે આપણુ પીપમે છુપ બએઠા; તો એક રફીયન બોરી દાઢીવાળાકો દેખા, આમ ઘોભરાયા મુહ છીપાકે પીપમે બએઠા, ઇતનેમે બેજનજી શેઠ કે દ્વાધરકો સામનેસે આતે દેખા—પેશુતનજી જયસા ધરકે સામને આયા ઉતનેમે વોહ દાઢીલાળા રફીયન ધરમેસે કુછ ચીજ ચુરાકે બહાર નીકલા, ઉસકો પેસતનજી શેઠને પહેચાના, રફીયનને ઉનકો ગાલી દીયા. દોનો બીલગ પડે—રફીયનને પેસ્તનજી શેઠકા સીરમે હથોડી મારા, સીર ફુટગયા, વોહ મરગયા-રફીયન ભાગ ગયા, એમ બાત હરા—દારૂ પીકર બામ મારને બહાર દોડા તો ગટરમે ગીરકે આપણુ સારી રાત સો ગયા, ઔર ઇધર વીકાજી શેઠ ફસ ગયા.

બેજન—એતો એક છાકટનો ખ્યાલી સ્વપનો છે.

એનટોનીયો—ચેંહરે? આપણુ મોરકેભી કભી જુઠ બાત બોલનેવાલા આદમી નહિં હએ.

પુતલી--બેજન હજી તું મારા બાવાને ખૂની ધારેચ?

બેજન--પુરાવાની ગેર હાજરીમાં હું તેમજ ધારસ.

નાદીર--પણુ હું તેમ ધારતો નથી. પેલા રફીયનને એણે નજરો નજર જોયો એમ કહ્યું તે હું માનુંછ; જો એ જુઠો હતે તો રફીયનનો દેખાવ અને ખુનીના હથીઆરનું વર્ણન કેમ આપી શકતે?

પુતલી--ઓ તમે કેવાં ભલા છો? કે મારા બાવાને નિરદોશ ધારોછ?

વીકાજી—તેમજ એના બોલવાની સચ્ચાઇની સાબેતી અહીંઆ પડેલા બુટ આપી શકશે.

મનજી—એબી ખરૂં, તે પેહેલાં તપાસીએ (મનજી એનટોનીયો અંદર જાય છે).

નાદીર—ભાઇ બેજન ખુલ્લી સાબેતી છતાં જો તું વીકાજીને નિરદોશ ધારશે નહિ તો હું એમ કેહવસ કે તું નિરદોશપર ફકત કીનો લેવા માંગે છ.

બેજન—મને ઇનસાફ શિવાએ કશું જોઇતું નથી, ને તે હું મેળવશ.

નાદીર—(સ્વગત) ત્યારેજ, મને પણ લાગ મળશે ને આય છોકરી ને તેના પૈસા મારા પંજામાં આવી પડશે.

મનજી—(દાખલ થતાં) બધે તપાસ કીધી પણ એના ખુટ કેથે જડતા નથી.

એજન—હું ધારતોજ હતો કે આય છાકટના સ્વપનામાં બનેલી હકીકત હતી.

એનટોન્યો—ચેહરે ! તુમ ઓપણુકો છાકટા બનાતા હએ ? ઓપણુ છાકટા હોતા એ સચ બાત, મગર હોશીઆર હોતા. વોહ આદમી દાઢીવાલા હોતા, કાલી ટોપી પહેના હોતા, જાતકા મુસલમાન હોતા.

નાદીર—એનટોનીયોના કહેવા મુજબનો શખસ જો કોઇની નજરે પડે ને મલી જાય તો આપણુની મેહેનત બચે ને નિરદોશ છુટે.

પીટર—અરે તિનચે ? તોબ તો ઓપણુ આયસા આદમી કલ રાતકો દેખા.

નાદીર—તુમને કીધર દેખા.

પીટર—એક ઘરકે બાજુમેં છુપતે દેખા. ઓપણુ સોમજા, કોઇ બરસાદમે બચને છુપતા હોએ.

મનજી—બીરાદરો ત્યારે તો દોડો, એવા કોઇ આદમીની તપાસ કરવા બધે ફરી વળો.

જામાસ્પ—ગઈ કાલના ભારે વરસાદથી આપણા ગામ આસ-પાસ એટલી તો રેલ ફેલાયલી છે કે ગમે તેવો ખુની વટીક બીજે ગામ નહાસી શકસે નહિ, માટે ચાલો આપરે બધે તપાસ કરીએ.

[પીટર, જામાસ્પ, દાદી વગેરે બીજા જાય છે.]

એજન—હં હં: આવા છોકરાઓની હુલકાવણીઓથી હું સહેજમાં ઠગાઇ ફોકટ રખડવામાં વખત કાઢવાનો નથી.

પુતલી—એજન, એજન તું કેટલો બધો ફેરવાઇ ગયોછ ? મારો બાપ નિરદોશ છતાં તેની નિરદોશ જીન્દગી બચાવવા તું તારા હાથ પગ હીલવવા પણ ના પાડેછ ? તારી આંખો શું એટલી બધી આંધ-ળી બનીછ કે મારા બાવાના ચેહેરાપર જે નિરદોશતા ચમકી રહીછ તેબી શું તું જોઇ શકતો નથી ?

બેજન—જે ઝરણના પાણી ઉપરથી સ્વચ્છ ને નિર્મળા વહેતાં જણાયછે ત્યાં તેની નીચે કાળા પથરા પડેલા રહેછે.

પુતલી—નહિ બેજન તું તારા બાપ તરફના અથાગ પ્યારનાં અંધાપાના લીધે ખરા ખોટાનું તોલ કરી શકતો નથી.

બેજન—તેમ તું તારા બાપ તરફના પ્યારને લીધે તેને ગુન્હેગાર ધારી શકતી નથી.

પુતલી—નહિ નહિ બેજન મારા બાવા તદન બેગુન્હા છે, આવું નીચ કરમ મારા બાવા સ્વપને પણ નહિ કરે. મારે ખાતર તેમને ગુન્હેગાર નાધાર. જો હું ખોળો પાંથરીને તારી પાસે માંગી લેઉંછ કે એક બેગુન્હાપર સીતમ કરવાની ખોટી જીદથી તું બાજ આવ.

[સાડીનો ખોળો આગળ ધરે છે.]

બેજન—એ હું કેમ સાંખી શકું ? મારા બાપના ખુનીને દેખતી આંખે છોડી મુકું ? મારા હઇઆમાં પ્યાર અને ફરજ વચ્ચે કેટલી દુખદાયક લડાઇ જાગી રહીછ ? ઓ નહીં નહીં ! બે ઘડીની પ્યારની લાગણી કરતાં હવે જે કદી આય જહાનમાં ફરીથી જીવતો થઇ શકનાર નથી તેવા મારા મારીયા ગએલા બાપ તરફની ફરજ મને પોતા તરફ વધારે ખેંચી રહીછ. નહિ પુતલી હું નાચાર છું કે તારી માંગણી બર લાવી શકતો નથી.

પુતલી—કાંય ? સબબ ?

બેજન—એ મારા બાપનો ખુની છે.

પુતલી—એ તમારો વેહેમ છે.

બેજન—મારી પાસે મજબુત પુરાવા છે.

પુતલી—અને તે પુરાવો ?

બેજન—મારા બાપનો એ વીસ વરસનો મુદ્દઇ છે.

વીકાજી—બેટી તું કોણની પાસેથી દયાની આરજુ રાખેછ ? કોણની આગળ તું રેહેમને માટે દસ્ત લંબાવેછ ? એક સંગદિલ કસાઇ આગલ ? દીકરી મારી, વ્હાલી બેટી બસ, તારી દિલ પીગલાવનારી આજેજી બંદ કર.—

‘તરસથી મર, નાતરસ પાસ ના માંગ
હકને ઇનસાફ, બેકદર પાસ ના માંગ.
આફતની ઘડી વેઠ તું સબરથી
રંજમાં મદદ બેગરજ પાસ ના માંગ.’

પુતલી—આ ખુદા કેવો ઇનસાફ ! જે શખસને હું સાચ્ચા પ્યારથી ચાહતાં શીખી તેજ મારો કટ્ટો વેરી થઇ પડેલો છે ! આફતમાં મદદનો હાથ આપવાને બદલે મને પોતાની ઠોકરથી પાએમાલ કરવા તઇઆર થયો છે ?

વખત તો ફર્યો, પન ઇનસાનની ?
વિચાર તો ફર્યો, પન ઇમાનની ?
થાપ્યો છે સવાર્થ ને નાસ્તિકનો દોર;
સ્નેહી તો ફર્યાં પણ દિલ જાનની ?.

બેજન—પુતલાં, પુતલાં તું મારી તરફ એવી ધિક્કારની નજરે ના જો; મારી વર્તણુક, મારી ચાલ અને હું મારાં બોલેલા બોલો સારી રીતે સમજી શકું છું; મને મળેલી સાબેતીપરથી ફક્ત કીનો લેવા તલપી રહયો છે એમ ના સમજતાં, તારા બાવાને બેગુન્હા સાબેત કોઇ કરે તો તેની પુરવારી માટે હું મારા બાપની તમામ દોલત પણ બરબાદ કરવા ચુકશ નહિ. (પાસે જાય છે.)

[ કાસમને બધા પકડી ધસડતા લાવે છે.]

કાસમ—મારા હાથ છોડો નહિ તો દરેકનું માથું ભાંજસ. આપ ગામમાં હું મારી મુસાફરીની આખરી કરવા આયો છ, તે મને નાહક કાંય પકડો છ ?

નાદીર—(ધુજાવતાં) કદાચ તું ધારતો હસે તેથી વધુ આખરીની મુસાફરીનાં છેડાપર તું પુગો હશે.

કાસમ—મારી સાથે તમો લોગને કામશું છે ?

નાદીર—ગઇ રાતરે આપ જગાએ એક ગ્રહસ્થનું ખૂન થયું છ. તેનો ખુની તુને ધારવામાં આવે છ.

કાસમ—ખુનીની વાત હું શું જાણું ? મારી જીંદગીમાં મે આપ જગા કદી જોઇ નથી.

વીકાજી—(ધારીને જોતાં) તમો કોઇ આપ કસનસીબ ને હજી પછેછાનતા નથી. એજ ૧૦ વરસની સેન્ટેન્સ પામેલો કાસમ બદમાશ છે. પેશુતનજીના મકાનને આગ લગાડવાનો ચાર્જ એનીપર પુરવાર થયો ત્યારેજ એણે અદાલતમાં પેશુતનજીનું ખુન જેલથી છુટી આવ્યા પછી કરવાના જોરથી કસમ લઇ તુફાન મચાવીયું હતું તે કોઇને યાદ હશે.

મનજી—હા મને તેની ખબર છે,

એનટોનીયો—એઠી સચ્ચા ખુની હએ, તુંમ પેહેલે નહિ માના, એબભી દુસરી બોત બોત સાબેતી મીલેગી. દેખો ઇસને આપણા નયા બુટ ચોરકે પહેના હએ.

પુતલી—(વળગી પડી) મારા બાવાને આખરે ખુદાએ બચાવીયા!

કાસમ—(બાજુ) ફસ્યો! આખરે ફસ્યો!

એજન—(પકડી) બદમાશ તેંજ મારા બાપનું ખુન કીધું?.

કાસમ—બધા જુઠા છે. આય મુરખાઓની જબાની મને કદી ફાંસીએ લટકાવસે નહિ. એક કુતરાનેબી ફાંસી દેવા જેટલી કાઇ પાસે સાબેતી નથી.

નાદીર—ત્યારે આપરે ઝડતી લઇ એની પાસેથી એવી ઘણી સાબેતી મેળવશું (ઝડતી લે છે) જુઓ આ સુન્નાનું ઘડીયાળ, આય પાકીટ, આય ગીનીઓ, આય રૂમાલપર નામ. આવી ચીજો કદીજ એવા બદમાશની હોઇ શકે નહિ.

એજન—(બધી ચીજો જોતાં) મારા બાપની એ મતા છે. ખુદા મને માફ કરે? મેં એક ખરા ખુનીને બદલે તદન નિરદોશને દોશીત ઠેરવીયો.

વીકાજી—એજન તેં તારા બાપ તરફની ફરજ બજાવી. દોસ્તો હવે ખરૂં બોલો મારી સામે હવે કોઇબી એવી સાબેતી બાકી છે કે જેથી હું ગુન્હેગાર ઠરૂં?

બધા—તદન નિરદોશ.

વીકાજી—ખુદાનો પાડ માનું છ.

સીપાઇ—એજનજી શેઠ-હું આ બદમાશ ખુનીને મારા તાબામાં લેઉંછ. તમો આવતી કાલે કોરટમાં હાજર થઇ જજો. (કાસમનો કબજો લે છે.)

એજન—બહુ સારૂં.

પુતલી—બાવાજી તમુને એજનજીના શક ઉપરથી એક રાત એક વરસ જેટલી દુઃખભરી નામોશીમાં ગુજારવી પડીછ, તેથી હવેથી હું મારા બાપ તરફના પ્યારને ખાતર એવા એક શકમંદ શખસ સાથે બવીશની પાળ કદી પણ બાંધી શકીશ નહિ.

વીકાજી—દીકરી, તેણે પોતાના મુવેલા બાપ તરફની ફરજ ઉપરાંત કશું વધુ કીધું નથી.

બેજન—વીકાજી શેઠ તમો મને ઇનસાફ આપોછ તે માટે આભારી છું, પછી પુતલીની મરજી ઉપરાંત હું તેમને કદી કંઇ પુછસ નહિ.

નાદીર—(સ્વગત) હવેજ લાગ મારે હાથ છે, નહિ તો પોરી સદાની છટકી જસે. (મોટે) વીકાજી શેઠ તમે તમારા ઉદાર જીગરને જેબ આપે તેવું બોલ્યાછ, પણ ખરૂં કેહેઉંછ કે ગમે એવો ગુનેહગાર પણ ઇનસાફની અદાલતમાં સાબેતીઓથી ગુન્હેગાર ઠર્યા શિવાય ખુની ઠરતો નથી. ત્યારે તમારા જેવા એક બુઝોર્ગ માનવંત ભલા ગ્રહસ્થને પોતાની બચગીથી ઓળખતાં શિખ્યા છતાં એક નાપાયદાર શક ઉપરથી એણે તમુને સતાવીયાં, લોકોમાં હલકા પાડીયાં, તે માટે બેજનજીને શરમ ભર્યું છે.

પુતલી—અને તેથીજ મારી આગલી લાગણી પણ સદાની મરણ પામીછ.

વીકાજી—મારી વહાલી બેટી તારૂં જેથી સુખ સંધાતું હોએ તેમાંજ હું પણ મારૂં સુખ સમજુંછ.

નાદીર—વીકાજી શેઠ હું પણ તમારા જેવોજ એક ગ્રહસ્થ માનસ છેઉં.

દાદો—(બાજુ) ગનબાવાના કુવાપર બેસનાર.

નાદીર—મને દોલત કે ધનની તચાકરી બાર પરવા નથી.

દાદી—(બાજુ) હોએ સાની? તીજોરી ફાડવાનાં હથિઆર તો ગજવામાં છે.

નાદીર—કેમકે ખુદાએ મને બેહદ આપેલું છે.

દાદી—(બાજુ) ફકત ખીચડી પાટીલાના વાંધા છે.

નાદીર—હું તમારી બેટીને ચાહુંછ. જે માટે મે અગાઉ એવણ પાસે એમના હાથની માંગણી કરી હતી, પણ એક ગ્રહસ્થ તરીકાથી વરતી આય શકમંદ શખ્સના વચમાં પડવાથી ખસી ગયો હતો, હવે પુતલી જો મારો હાથ કબુલે તો તમો જરૂર મને રજા આપસો.

બેજન—મારી સારી નિષટા અને મારા બાપ તરફના ફરજના જોશમાં મે જે કાંઇ કીધું તે માટે જો તમો લોગ મારી તરફ નારાજ

થયા હોસો તો મને તમારૂં ઉપર વધુ દુખી કરવા ગમતું નથી. પુતલાં મારાં કરતાં આપ શખ્સને ચાહી જો સુખી થવા જેમ તું ધારતી હોસ તો પછી તારા હાથની ફરી માંગણી કરસ નહિ.

વીકાજી—મારી દીકરીની જે મરજી તેમાંજ હું મારી ખુશી સમજસ.

પુતલાં—બાવાજી તમારી રજા અને મારી ખુશીથી હું નાદરશાની માગણી કબુલ કરૂં છું.

વીકાજી—ખુદા તુને સુખી રાખે.

બેજન—એજ મારી પણ દોઆ છે, પણ યાદ રાખજે પુતલાં કે હું મરતાં સુધી તારા સાચ્ચા દોસ્ત તરીકે તારી બાજુમાં સદા ખડો રેહવસ.

પુતલી—એ તમારી લાયકી છે.

[ વીકાજી પોતાની બેટી અને નાદીરને પાસે બોલાવી બન્નેની વીટી અરસપરસ બેટ કરેછે. બેજન દિલગીર થાયછે. તેટલાં કાસમ છુટવાની વેતરણ કરી છુપાવેલી છરી કાઢી બધા વચ્ચેથી નહાસવા જાય છે, પણ બેજન તેને રોકે છે. આથી કાસમ પોતાની છુરીથી પોતાને જખમી કરી આપઘાતિક મોતે મરણ પામે છે. ]

ટેબલો.

અંક ૧ લો સમાપ્ત.

અંક પેહલા અને બીજા વચ્ચે ૧૦ વર્ષનો ગાળો સમજવો.

## અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

સ્થળ—નાદીરનું કંગાલ મકાન.

( ડાબી ગમ બહાર ઉઘડતી બારી, વચમાં અંદરથી ઉઘડતો દરવાજો દાખલ થવાનો, બાજુમાં સળીયાની બારી. ઓરડાની વચ્ચે એક કંગાલ ટેબલ, ચાર કંગાલ ખુરસી, સ્ટુલ અથવા બાંકડ. બારીપર હેરીકેન લેમ્પ. એક તરફ નઝીરનું ભોંયેપર સુવાનું બીછાનું. બીજી ગમ ટેબલપર દારૂ પીતો જામાસ્પ કંગાલ હાલતમાં બેઠેલો જણાય છે. )

જામાસ્પ—ગામડેની એકાંત ઝુંપતી ઝાંખવી જીંદગી કરતાં મુંબઇના તરોતાજગીદાર ધરપચી જીંદગી ઘણી સારી. જ્યાં જોઇએ ત્યાં ધમચકરી, ધંધા રોજગારની લીલાલેહેર. જ્યાં ધરપચ સરપચથીજ દરેક કારોબાર ચાલે ત્યાં અમારા જેવા મચાલી ચપરખન્દાનાં ધન્દા રોજગારની તો એ રાજધાની કેહવાએ. ( બારણું ઠોકાએ છે. )

દાદી—( બહારથી ) કોઇ છે કે બાવાજાન !

જામાસ્પ—કોણ છે ! અંદર આવી મોહનું તો બતાવી મર !

દાદી—( દાખલ થઇ ) પુ પુ ઘણીજ કંગાળ જગા ? ઘણીજ ડરટી પ્લેસ.

જામાસ્પ—કોણ ? દાદી બીરાદર કે ?

દાદી—નાદીર ક્યાં છે ? તું અહીં સાનાં ગોતાં ખાયછ ?

જામાસ્પ—મને મારા ઓરડામાં સોહવાયું નહિ તેથી સેહેજ મન વેરાવવા અહીં નાદીરના ઓરડામાં આવી બેઠો.

[ પુતલી પોતાના દીકરા પીલુ સાથે કંગાલ દેસમાં કપડાંની પોટલી સાથે દાખલ થાય છે. પછવાડે નજીર આવે છે. ]

પુતલી—ફરી તમો લાગો મારા ઓરડામાં બાઝખનું કસપારાં ક્યાં કરોછ !

જામાસ્પ—ધીરી થારે મા. અમે તો અમસતા આવી બેઠાછ, કે નાદીર આવે તો તેને કંઇ નવાં કામકાજ ને ધંધા વેપલાની ખબર આપીએ.

પુતલી—તમો લોગ મારા ધણીનો પીછો નહિ છોડશો? તમારીજ ભુંડી સોહબતે મારો ધણી તદ્દન બદમાશ વંઠેલ થતો જાયછ.

દાદી—હં: હં: હં: બાકી તો નાદીરશા રાજા તો અસલથી નીતરા બીલોર જેવા હતા કે?

પુતલી—ખુદા ખાતર અમો માએ દીકરાપર તો કંઇ દયા કરો?

જામાસ્પ—(બાજુ ડેસ મારી) દાદી હવે અખારા કર. ચાલ મારા રૂમમાં આવી બેસ. પછી નાદર આવે તો જોઇ લઇશું.

(બન્ને નારાજ થતાં જાય છે.)

નજીર—તમારો ધની અને બાય તેના લોફર દોસ્તો કદી સુધરવાના નથી.

પુતલી—શું કરૂં? મારી દરેક સમજાવટ તેવણુપર અસર કરવાને બદલે ઉલટા તેમને ઝનુની બનાવેછ.

[પીલુ નીસાશ થઇ માથું ટેબલપર નાખી પડેછે.]

નજીર—પુતલી બઇ.

પુતલી—મને બાઇ ના કેહ. હવે હું પણ તારા જેટલીજ કંગાળ રખડતી ઓરત બનીછ. કંગાલોને હાથ ઓરતાં ભુકબાચક ખાવાનું મળતું હોસે, પણ મને તો છતે ધણીએ ખાવાના વટીક વાખા પડેછ.

નજીર—તમે એટલાં બધાં કાંય નિરાશ થાવોછ?

પુતલી—મારી બચગીના આગલા સુખના દહાડા યાદ આવેછ, ત્યારે મને મારી બાય કંગાળ ભુખે મરતી હાલત જોઇ કંપારી છુટેછ.

નજીર—બાઇ હું તમારા આભારમાં દબાએલો એક સાચ્ચા દોસ્ત જેવો છેઉં. જોકે હું ફેરીફરી પેટ જોગું કમાઉં છું, છતાં મારા એખલા જીવને માટે તે વધારે છે. મારા કેહવામાં અપમાન ના સમજતાં (પૈસા ટેબલપર મુકે છે) મારૂં બાય થોડું ઘણું એકઠું કરેલું તમારી પાસે રાખો. જ્યારે મને જરૂર પડસે ત્યારે લેવસ; હાલમાં તમે એ ખરચજો.

પુતલી--બચ્ચાં તું પરજાત છે, પણ મારી હમજાત કરતાં પણ વધારે ભલો ને દિલસોજ છે. તારી સકમાઇના પઇસા હું કદી નહિ લેવસ.

નજીર—તમારે ખાતર નહિ તો આય નિરદોશ પીલુજીને ખાતર ઉછીના સમજી હમણા રાખો. જે દિવસે હું તમારે બારણે આવી પડયો, તે દહાડે મને જો ખબર હતે કે આય બદમાશ નાદીર સાથે તમો પરણનાર છેઓ; તો હું જરૂર તેમ થવા નહિ દેતે.

પુતલી--નજીર ગઇ ગુજરીની મને ના યાદ આપ.

નજીર--તમારા ચેહેરાપરથી શું હું જોઈ નથી શકતો કે તમો રાત દહાડો ભરી સીવીને જે પેદા કરોછ, તે એ બદમાશ પીઠામાં જઈ ગુમાવેછ, અને જે દહાડા જશે તેમાં આય નિરદોશ બચ્ચાંના ભવિષને પણ કંગાલ બનાવશે ?

પુતલી—નહીં, નહીં ! એવું અપમાનભર્યું ભવિષ ના બોલ.

પીલું--માયજી મને ભુખ લાગીચ. આજેબી કંઇ ખાવાનું નહિ આપશો ?

પુતલી—(પાસામાં દાબી) મારા કલેજા ધીરજ રાખ; જોઉં જો કંઇ વધીયું સીધ્યું હોય તો (બાજુ) ખુદા ? શું કરૂં ? પાડોશીઓ રોજને રોજ કયાં સુધી મદદ કરસે ?

[ ટાંકાબારી ખોળીને રોટલી તથા પાંઉના સુકા કટકા કાઢે છે.]

નજીર—(બાજુ) પીલા ? હું તુને કંઇ મજેહેનું ખાવાનું લાવી આપશ. પણ જો તે તારા પપાની હરૂસે ખાજે, નહિ તો તે ખાવા નહિ દેસે.

પુતલી--દીકરા હાલ તુરત તો એપર શુકર કર.

પીલુ--(પીલુ રોટલી પાંઉ કરડી પાછાં મુકે છે) રોટલી તો તદન લાકરાં જેવી છે મમા ? તે કેમ ખાઉં ?

પુતલી--શીકર નહિ દીકરા, આજે તો પાનીમાં બોરીને ખા મરૂં.

નજીર—(પોતાની બેગમાંથી કંઇ સોજું ખાવાનું કાઢી આપતાં) પીલુ ચાલ ડાહ્યો થા, તારા સારૂં હું કંઈ ભેટ લાયોચ. લે ભઇ ખા જોઉં ? પુતલીમા તમે પણ સાથે ખાવો.

**પુતલી**—નજીર નજીર તું કેટલો ભલો ? તારો ઉપકાર માનુંછ, તું પન સાથે ખા.

**નજીર**—મને માફ કરો. તમુને પેટ ભરી જમતાં જોઇ મને ઘણી રાહત મળશે.

**પુતલી**—તારો આભાર માનુછ.

[ બન્ને ખાય છે, નજીર તેમની કંગાળ હાલત જોઇ ઘણો દલગીર બનેછ. ]

**નજીર**—(સ્વાગત) અય ફલકે નાહનજાર ? તુંને અપના જુલ્મો સિતગકા દરવાજા ઇન ગરીબોંપર કયું ખોલ રખા હય ?

તુજકો ન ફુંક ડાલે, એહ આહેઃ ગરીબકી,
તકતી હય આજ તુજકો, નિગાહે ગરીબકી

**ગાયન.**

મશહુર થે જહાંમે, જો ઇજ્જો શાનવાલે
વોહ ખાકમે મીલે હંએ, ઉંચે દુકાન વાલે.
અય ગરદીશે જમાના, એહતો મુઝે બતાદે
કયૂં બે નિશાન ફીરતેં, નામો નશાન વાલે?.
સદ ચાક હંએ ગીરેબાં, દામન ફટા હુવા હએ
દર દર ભટક રહે હએ, યું ખાનદાન વાલે.
મજલુમ દિલપે જાલીમ, ચોંટે લગા રહે હંએ
હમલે હંય તેરે ઘરપર, અય આસમાન વાલે.

[ નાદીર દાખલ થઇ બધાંને જોય છે; કે નજીર તેને જોતાં ચોકીને દુર થઇ બાઝટની બાજુમાં ભરાઇ બેસે છે.]

**નાદીર**--માએ દીકરાં ઠીક ઝોખરવા બેઠાંછ ? કેમ આજે કંઇ સારૂં સારૂં છે કે ?

**પુતલી**—નાદરશા તેવું તો કાંઇ પકાવેલું નથી, પણ જે છે તેમાંથી તમો પણ ખાઇ શકસો.

**નાદીર**—(રોટલી ઉચકી કરડી ફેંકે છે) આય શું ? લાકડા જેવી રોટલી હું ખાઉં ? ફુ હજી એવું વાસી ખાવા લાયકની હાલતે હું

પુગો નથી. પન હા—આય કંઇ સોજજૂં સોજજૂં ઠીક બનાવેલું છે. (પીલુ પાસથી છીનવી ખાય છે.)

પીલુ—બાવા મને ભુખ લાગીછ ને તમે તો મારૂં બધું ચપાટી જાવોછ?

નાદીર—તદ્દન માએના જેવોજ નાપાકનો ખાધો મુવોચ. ચુપ ઘણું નહિ ખાઇએ, નહિતો મોરચી થશે, હવડાંથી ભુખે ઠોકાવા સીખ કે આગલ જતાં તેવી આદત ઘણી કામ પડશે.

પુતલી—પસૂ બચ્ચાને ના ધમકાવો; એની તબીઅત સારી નથી જો.

નાદર—બાવળની ગાંઠ જેવો તો છે. એટલી ઉમરમાંતો એને પાંચ પઇસા કમાતાં શીખવવો જોઇએ; નહિ તો ઉજબખ જેવો રહી જશે.

પુતલી—એની કાયનાત નાહના બચ્ચાં કરતાં જરાબી વધારે નથી. એનાથી કામકાજ તે શું થાએ?

નાદર—પૈસા કમાવવાનાં બીજાં ઘણા રસ્તા છે, તેની તુને શું સમજ? એ તો હું જ એને શીખવસ.

પુતલી—(ઘભરઇ) નાદર એમના બોલો? તમારા મુવા બુરા ધંધાનો એને વા પણુ નહિ જોઇએ. એને જો સારી કેળવણી આપસું તો જો જો ખુદા તેનું ફળ કેવું સારૂં આપસે?

નાદીર—કેળવણી આપવાથી નતીજો શું મળશે તે કેહું? ભુખમરો ને કંગાલીયત.

પુતલી—ખુદા ખાતર એવું અવર ના બોલો. પેટ ભરવા પ્રમાણિકપણે ધંધો કરવા છતાં ભલે ગરીબઇ કંગાલીયત ને ભુખ મરાનાં હાંદેસા પડે, પણુ જીગરને તો તેથી સુખ મળશે? ચોરી ચપાટી કરી પેટ ભરનારને જયારે અંધકારમાં સબડવું પડેછ, ત્યારે પ્રમાણિક માણુસ ખુલ્લી રોશનીમાં રહી શકેછ.

નાદીર—મર મર હું જાણુંછ; તું ડાહી કાગડી છે તે.

(દાદી સાથે જામારપ દાખલ થાય છે.)

**દાદી**—ઓહો મારા દીલાવર દોસ્ત તું અંહી કયાંરે આયો!

**જામાસ્પ**—બીરાદર દાદી આય સંપીલા કુટુંબને એક સુફરે બેસી ખાણું લેતાં જોવાં—ગોયા બેહેસ્તનો ચિતાર નજર સામે જોવા જેવો છે. (દાદી આસપાસ ચકકર ફરી ઉપર જોય છે.) એમ ઉજબખની કાની શું જોયછ?

**દાદી**—હું તો બેહેસ્તનો ચિતાર કયો છે તે જોઉંછ. હં: હં; હં:

**નાદર**—કેમ દોસ્તો શું ખબર લાયાંછ?

**જામાસ્પ**—તું જરા બહાર આવે તો ઘણાં અગતનાં ધંધા વેપલાની વાત કરવીછ.

**પુતલી**—(બાજુ) હું પણ તેવીજ તક માંગતીતી. પેલો ભલો ગ્રહસ્થ આય પાપોની સામે નહિ આવે તો સારૂં.

**નાદીર**—પુતલાં તુંને કંઇ કામકાજ હોય તો જા, જઇને આટોપી લે.

**પુતલી**—આજે તો કેઠે કામકાજે નથી જવું. ઘેરનું વહીતરૂં તો જીવે જાગે ચોંટેલુંજ છે તે જઈ કરૂંછ.

[પીલુને લઇ ખુણામાં પડેલા સ્ટુલપર જઇ બેસી સીવવા ભરવાનું લઇ બેસે છે.]

**જામાસ્પ**—નાદીર હવે તું શું કરવા ધારેછ?

**નાદીર**—કોઇની ગરદન મરોડવાનો વિચાર થાયછ બીજું શું સુઝે?

**જામાસ્પ**—બાપા મારા! મારીપર સાની અજમાએશ કરેછ?

**દાદી**—મારૂં દાનેશમંદનું માનતા હોવ તો બહાર જઇ કેથે વાત કરો. નહિ તો બીલાડીને પગલે એની બઇરી પછવાડેથી બધું સાંભળી લાંબુ લચ લેકચર આપસે.

**જામાસ્પ**—હા મને પન તે ઠીક લાગેછ, મારીજ ઓરડીમાં ચાલો.

[ત્રણે જાય છે. પુતલાં છુટકારાનો દમ ખેંચે છે નજીર ભરાયલો બહાર નીકળે છે.]

**પુતલી**—એઓ કહાં ગીયા હોશે?

**નજીર**—કેથે વળી હાથી દાંતના ધંધામાં ઉથલપાથલ કરવા ગયા હોશે.

**પુતલી**—ઓ ખુદા (નીસાસો નાખે છે.)

**નજીર**—શું કરૂં ? પુતલીબાઇ તમારા લીધે એમનાં કાળાં કરતુક પોલીસને બતાવી નથી શકતો; નહિ તો આ ત્રણેને ક્યારનો ઘંટી દળવા જેલની જાત્રાએ પોંહચાડતે.

[બારણું ઠોકાય છે]

**પુતલી**—હા તેવણુજ હોશે. પીલુ દીકરા જો બહાર કોઇ ગ્રહસ્થ ઉભા હોસે, તેમને અંદર લઇ આવ (પીલુ જાય છે. નજીરને) આય ભલા ગ્રહસ્થે મને અને મારા બેટાને દરેક મદદ કરવા ઘણી આશા આપીછ, ખુદા તે બર લાવે.

**પીલુ**—આવોજી, સાહેબજી મોટા બાવા. (બેહેરામશા બેંકર દાખલ થાય છે.)

**બેહેરામશા**—આય તમારો ચેકુસ કે ? ઘણો હોશીયાર થશે.

**પુતલી**—આવો બાવા તમારો ઘણો આભાર માનુછ, મુજ જેવી કંગાલની ઝુપડી વેર તમુને ઘણી તસદી પડીછ.

**બેહેરામશા**—દીકરી એમાં તસદી સાની ? ખરેખરા હાજતમંદોની હાલત જાતે જઇ જોઇ તપાસી મદદ કરવાની હું મારી ફરજ ખુદાનાં બારવેર સમજુંછુ.

**પુતલી**—(ઓવરણાં લઇ) ખુદા તમારા જેવાઓને સદા સુખી રાખે. મારા આય બચ્ચાંપર દયા કરો, એને સારી કેળવણી ને એક વખત પેટભરી ખાવાનું મળશે, તો એ જીન્દગીભર તમુને દોઆ દેશે.

**બેહેરામજી**—કંઇ ફીકર ના કરો. અત્રેની ઓરફનેજનો હું પણ એક ત્રસ્તી છેઉં, તેથી તમારા દીકરાને મારી તરફથી હું ત્યાં રખાવી દરેક કેળવણી આપી મારી નજર રાખશ.

**પુતલી**—ઓ તમારો કેવો આભાર ? (પગે પડેછ, બેહેરામશા રોકે છે)

**બેહરામશા**—આય મારો કાર્ડ રાખો, કાલે બુચાને લઇ મારે બંગલે આવજો. એના દીસે બંદએસતાં થોડાંક તઇયાર કપડાં બજારમાંથી ખપજોગાં લેવા આય ૫૦ રૂપીઆં આપુંછ તે રાખજો.

[ પોકેટ કાઢી નોટોના ચોડામાંથી એક પચાસનો કટકો પુતલીને આપે છે. પુતલી આભાર સાથે બે હાથે લે છે, બારણાનાં જાલીયામાંથી જામાસ્પ ડોકાવી જોઇ, રૂપીયાની નોટ જોતો લલચાઇ અંદર આવી ભરાઇને જોય છે.]

**પુતલી**—ખુદા તમુને તમારી ભલાઇનો બદલો આપસે.

ગાયન.

**પુતલી**—

કરી હમ પાલન સખી દરત આપી
રહેમી આજે દીઠાં મહા પ્રતાપી.—
ખુદા પાસે અરજ છે અમારી
સદા રહો તમો સુખ માહે;
હમને નવાજી દઇ કીધી મદદ આજ.—કરી૦

**પીલુ**— દુહો.

સુખમાં સાથી સહુ બને, સુખ સંપત સહુ ચાહ્ય
દુખમાં દવેશી દોસ્તબી, પડતીમાં પત જાય.

**પુતલી**—દુવા દઇ દિલથી મન વારૂ, કીધું સુખી જીવન હમારૂં.—

**બેહેરામજી**—(ગજવામાંથી સુન્નાનું વૉચ કાઢી જોતાં) ટાઇમ ઘણો થયો, હું ટ્રેન ચુકી જવસ, સાહેબજી.

(સૅકહેન્ડ કરી મળીને જાય છે. જામાસ્પ બાજુએ ખસી જાય છે. પુતલી બેહેરામશાને મુકી આવે છે. નજર જામાસ્પને જાસુસી કરતો જોઇ ઘભરાય છે.)

**જામાસ્પ**—હઃ હઃ હઃ પુતલાં પેલાનું ઘડીઆળ જોયું કે? ખાસ્સો પાનસો છસોનો માલ હોશે. વારૂં દીકરાં એણે તુંને શું આપ્યું! મને જરા જોવા દે.

**પુતલી**—જે કંઈ આપ્યું છ તે મારા દીકરા પીલું માટે આપ્યું છ.

**જામાસ્પ**—પણ હું તો જાનું મારીમા? કે કેટલા બધા છે!

**પુતલી**—(નોટ બતાવી) આય પચાસ રૂપીઆની નોટ. એવણ મારા પીલુને સારી કેળવણી અપાવવા પોતાની ઓરફ્નેજમાં રાખવા માગેછ.

**જામાસ્પ**—ઘણું બેહેતર મારી મા. ઘણું વાજબી, પણ મારા નાદીરને એ ગોઠવણ રૂચશે કે?

**નાદીર**—(દાખલ થઇ) એ શું ગડબડ છે!

**જામાસ્પ**—કંઇ નહીં રે બાવા જાન, એ તો કોઇ પરગજુ ગ્રહસ્થ તારા ભલાં બૈરી છોકરાંને મદદ કરવા આયોતો, તેની વાત કરતોતો. ઘણોજ હાતમદિલ જરથોસ્તી દેખું, ભલા માનસે ઝટ દેતી પચાસની કકડતી નોટ કાઢી આપી.

**નાદીર**--(અધીરાઇથી) પચાસ રૂપીઆની નોટ! જોઉં જોઉં મને બતલાવ પુતલાં?

**પુતલી**—એ કંઇ મારે કે તમારે માટે નથી આપ્યાં, મારા પીલુને માટે આપ્યાં છે.

**નાદીર**—(ઝુટવી લઇ) ચાલ લાહેરી ના કર મને આપ. જે દીકરાનું તે તેનાં બાપનુંજ કહેવાય, તેમાં નહિ મારૂં ને નહિ તારૂં સાનું કરેછ? કેમ જામાસ્પ હવે શું વિચાર વ્હિસ્કી, બ્રેન્ડી કે બીલીયર્ડ ટેબલ?

[પુતલી ઘભરાઇને રડમસ બની પીલુને પાસામાં દાબી બાઝટપર બેસે છે.]

**જામાસ્પ**—દીકરી પુતલાં, તારા ભલા દિલે દિલાવર ખાવીન્દ માટે તુંને તો મગરૂર થવું જોઇએ. એનું જીગર સદાનુંજ એવું હાતમ દિલ છે.

**નાદીર**—(નજીરને જોતાં ટપલો ઝાડે છે) પન આય રખડેલ અહીં સાનાં ગોતાં ખાયા કરે છ? કદી અહીં આવતો જતો જોવસ તો ગલચીમાંથી પકડી બારી બહાર નાંખી દેવસ, ચાલ નીકળ કુતરા.

[લાત મારી નજીરને કાઢે છે. ત્રણે દોસ્તો બગલમાં હાથ લઇ બહાર જાય છે, પુતલી ભરાઈ આવેલો દીબો છોડે છે, નજીર પાછો ભરાતો દાખલ થાય છે.]

**પુતલી**—ખુદા! ખુદા! મારી નાદાન અકકલથી હું ભુંડા માટીને બસ પડી દુખી થઇ. (પીલુને છાતીએ દાબતાં)પન મારાં નિરદોષ બચ્ચાં તેં શું પાપ કીધાં કે એવી અભાગણીને ત્યાં જન્મ લીધો? મારાં કલેજાં ખુદા તુને તારા બાપનો વા નહિ આપે તો સારૂં; નહિ તો મારે માટે તો આય જીંદગી જીવતાં જીવતનું દોજખ થઇ પડશે.

**પીલુ**—માયજી તમે ના રડો, હું બાવા જેવો નહિ થવશ. તમુને બાવા મારેચ તે મને નથી ગમતું. હું બાવાને નહિ ચાહવસ તમુનેજ પ્યાર કરશ, તમે ના રડોની?

નજીર--બાઇ ખુદાપર સબર કરો.

પુતલી—ઓ નજીર હવે મારી જીંદગી શા ખપની ? હું તદન કંગાલ બનીચ. મારૂં હૈયું ભાંગી ગીયુંછ, મારાં બચ્ચાં હવે આપરા સારૂં મોત શિવાએ કોઇ રસ્તો બાકી નથી રહ્યો.

[માય દીકરા વળગી રડી પડે છે. નજીરનું જીગર કપાય છે.]

નજીર—(સ્વગત) હેં શું સાંભળુચ ? પુતલીબાઇ શું બોલી ? મોત શિવાય કોઈ રસ્તો બાકી નથી રહ્યો ? ઓ ખુદા એ હદબહારની નિરાશાથી સું આપઘાત કરશે ? ઓ નહિ ! નહિં ! તે કરતાં પેલો બદકારજ મુવેલો ભલો [ કંઇ ખ્યાલ આવતાં બહાર જાય છે. નાદીર જામાસ્પ, દાદી પીધેલી હાલતમાં દાખલ થાય છે. જામાસ્પના હાથમાં બેહેરામશા બેંકરનું ઘડીઆળ છેડો છે.]

નાદીર—અહાહાહા આજે તો કોઇ સબકતાનું મોહનું જોએલું તેથી આએ શિકાર મળ્યો.

જામાસ્પ—દીકરા નાદીર તુ જો દુનિયામાં નહિ હોય તો અમારૂં શું થાએ ?

દાદી—કુતરાને મોહોતે રખડી પડીએ.

જામાસ્પ—મારા બાપ તું સવાસો વરસ જીવતો રેહેજે.

દાદી—કે ઓછી મેહેનતે અમારૂં હોજરૂં ભરાય ને ગુજરાન ચાલે.

નાદીર—લાવ પેલું ઘડીયાળ લાવ, તું છાકટ વલી વેચવા જતાં ઝીલઇ જશે. એ મારી સીફતથીજ વટાવી નાંખસ.

જામાસ્પ--લે મારૂં શું જાય છે ? ( આપે છે ) ચોરનાર કરતાં ચોરીનો માલ રાખનારની જોખમદારી વધારે હોય છે, તે સંભાળજે.

[પુતલી ધભરાય છે.]

પુતલી--ઓ ખુદા ? એતો પેલા ભલા બુર્જોર્ગ બેહેરામશાનું સુન્નાનું ઘડીઆળ ? [બહારથી બારણું ઠોકી અદી દાખલ થાય છે]

અદી--મી૦ દાદીઆ દમોરી અહીં છેવ કે બા ?

જામાસ્પ—દાદી જો તુંને કોઇ પુછેછ.

દાદી—અલ્લો ? કોણુ ? અદી પતંગીયો કે ? તું કહાંથી ભૂલો પડયો ?

અદી—હું તુંનેજ શોધવા આયો.

દાદી—કેમ વારૂ?

અદી—દીકરા ઘણું અગતનું કામ છે. સાંજે જરૂર આફીસમાં મલજે.

દાદી—પન કામ શું છે તે તો કેહે?

અદી—તે હું પછી કેહવસ, પન મળવા ભૂલતો નાં.

અદી—વારૂં ઠીક છે.

અદી--પન મને તારા આય દોસ્તો સાથે 'ઇનટરોડયૂસ' તો કરાવ, કદાચ મારી ચાપલુસીથી કોઇ વીમો ઉતરાવવા માંગે.

દાદી—હં? આવ. બીરાદરો મારો એ એહસાન ફરામોશ દોસ્ત અરે ભુલ્યો, એહસાન પરવર દોસ્ત મી૦ અરદેશર પતંગીયા, શોર્ટ લાઇફ ઇનસ્યુરન્સ કુંપનીનાં એજન્ટ.

અદી—(એકદમ નમીને ઓળખાવે છે.)

જામાસ્પ—અરે ત્યારે તો બાપુ જીવતાજીવત પૈસા મળે તેવો મારોજ વીમો ઉતારની.

અદી—હવે બોલો તમારૂં નામ?

જામાસ્પ--જામાસ્પજી.

અદી--તમારી ઉમર શું?

જામાસ્પ--ત્રીસ વરસની આસપાસ.

અદી—તમારા માથાનું માપ શું?

જામાસ્પ—બહારથી ૨૦ ઇંચનો ઘેરાવો, અંદરથી અરધો ઇંચ.

અદી—તમારી છાતીનું માપ કેટલું?

જામાસ્પ--અઢાર ઇંચ.

અદી--તમારી છાતી કેટલી ફુલી શકેછ!

જામાસ્પ--એતો જેવો વખત તેવી વાત. જો ડરબી યા ગોવાની લૅાટરી લાગે તો બે ગજ છાતી ખીલે, પન જો કોઇ પોલીસનું ભોરયું સામે આવતું દેખાય કે બે તસૂ છાતી અંદર દબાઈ ધપક ધપક કરે.

અદી—તમારા વડીલો મોટી ઉમરે મરણ પામેલા કે?

જામાસ્પ—બપાવા તો લાંબો વખત જીવતે પણ ઝેર ખાઇ

આપઘાત કરી મરી ગએલા, ને બાવા તો જેલમાંથી નહાસી જતાં ખાઇમાં ગબડી પડી મુવેલા.

**અદી**—આજ વેર કેટલી બીમારીમાંથી જીવતા થયાં ?

**જામાસ્પ**—બચગીમાં ૩ વખત ઉપલીયું, ૪ વખત સસની, ને જુવાનીમાં એક બૈરીનાં વરે એવી કેસરી ઝીલાવી કે ૪ માસ ડૉ૦ માસીનાની ઓસપીટલમાં મુફતનો ખીચડો ખાધો.

**અદી**—તમુને એવી કેઇ ટેવો છે કે જેથી તમારી જીન્દગી ટુંકી થવાનું તમે માનતા હોવ ?

**જામાસ્પ**—તમાકુ પાનતો બાપદાદાથી ઉતરેલું. કોઇ દારૂ પાનાર મળે તો ગેલન વગર છુટક નહિ. બસ !

**દાદી**—અને એક ટેવતો ભુલી ગીયો.

**જામાસ્પ**—તે કઇ ?

**દાદી**—કોઇ ભુલે ચુકે પઇસાનું પોટલું લઇ જતું હોય તો તરત દયાનત બગડે.

**જામાસ્પ**—હા ખરેજ.

**અદી**—તમારા ગુજરાનનું સાધન ?

**જામાસ્પ**—હાથ ચાલાકી ને મારવાડીની દુકાન.

**અદી**—તમારૂં રેહઠાન કહાં ?

**જામાસ્પ**—કંઇ ચોકસ નહિ કહેવાય. કોઇ બીલ્લુ વેતરાયો તો રેલવે હોટલ યા અમ્મુજાનનું મકાન, જો માંગનાર પાછલ પડે તો પીલાહાઉસની એકાદ નાટકશાળાની પીટમાં; ને જો એલીફ ડીકરી બજાવવા આવે તો પછી ઉમરખાડીની જેલમાં--

[પાછળથી નઝીર સીપઇ સાથે આવી નાદરભણી પછવાડેથી આંગળી બતાવી દુર ઉભો રહે છે.]

**સીપઇ**—(અંદર ધસી આવતાં) ચલ આતા ઉમરખાડીચ્યા! જેલ મધી.

**જામાસ્પ**—નહાસરે મારા બાપ ભોંસ્યા આયા. (ટેબલ તલે ભરાઇ જાય છે.)

**અદી**-(બાજુ) દીકરી દાદી વંજો માપ (બન્ને પાછલે પગે નહાસી બહાર જાય છે)

**સીપઈ**–(નાદરને) એ સાહુકાર યા પારસી શેઠચા ઘડીયાળ કુઠે લપવલા આહે ? કાઢ (ઝડતી લેતાં) હાત તુજી.

**નાદીર**–એઇ શીપાઇ ખબરદાર એ મારી મતા છે, જંટલમેન માનસના ઘેરમાં દાખલ થઈ આરોપ મુકતા શરમ નથી આવતી ?

**સીપઈ**–અરે હો હો આલા આહે મોઠા ઝાઠલીમેન ? મી તુલા પળતાં પાહીલા, આણી ચોરી કરતાંના દુસરયાની પાહીલા. આતા તુઝા ખુલાસા ચૌકીવર કર.

**નાદીર**–મને કોણે જોયો ? કોણે ફસાવ્યો ?

**નઝીર**–મેં ચોરી કરતાં જોયો, ને તેથી સીપાઇને હાથ ઝીલાવ્યોછ.

**નાદીર**—(મારવા જાય છે) કુતરા તું પછી મલજે, પછી તારી વાત.

**નજીર**—હા મેંજ તુને પકડાવ્યોછ. તેં કંઇ ચોરી કીધી તે થકી તુને ઝીલાવ્યો નથી, પણ આય ભલી નીરદોશ બઇરીતું જીગર તેં પાએમાલ કીધુંછ તેનું વેર લેવા (પુતલી પાસે ફરી) પુતલી બાઇ મને માફ કરજો, મેં બુરૂં કીધું ખરૂં, પણ તમુને દુ:ખથી છોડવવા થકી.

[ પુતલી હેબત ખાઇ પીલુને પાસામાં લઇ હેબતઇ જાય છે. નઝીર પુતલી આગળ ગુઠને પડે છે. નાદીર ઝનુનમાં આવે છે, પણ સીપાઇઓ તેને પકડી પરહેજ કરે છે. જામાસ્પ ટેબલ તલેથી અવાચક થઇ જુવે છે.]

ટૅબલો.



## અંક ૨ જો–પ્રવેશ ૨ જો.



### સ્થળ—મનીજેહનો રેહવાનો ઓરડો.

[ નેતરનું ફરનીચર, કબાટ, ટેબલ લેંપ, કોચ, સ્ટેજપર અંધારૂં છે. અદી હાદીબાને ઘસડતો લાવેછ. મેચીસ સલગાવી જોયછે.]

અદી—આપુને કોઇએ ઉપર આવતા જોયાં નથી એ ઠીકજ થયું. ચાલ દોસ્ત દરવાજો બંધ કર.

દાદી—અંધારામાં કાંઇ સુજતું નથી. મેચીસ સળગાવી મરની (ખુરસીની આંટીથી પડી જાયે છે)

અદી—જરા સંભાળી ચાલી મરની ? (બતી સળગાવી વોચ જોય છે.) પેલીતો મારી વાટ જોતી અથડાતી હશે. ચાલ હવે બધે બધ તપાસ કરીએ. (મનીજેહનો બહાર ગાવાનો અવાજ સંભળાય છે. અરે એતો અહીંજ કેથે છે. મારા બાપરે મારી તો કમબખ્તી (બતી બુજાવે છે, દાદી કાંસે છે) જો ફરીથી કાંસસે તો ગલું ચીપટાવી નાંખશ.

દાદી—જો હું કાંસસ નહિ તો મારૂં ગળું પોતાની મેળેજ રૂંધઇ જવાનું.

અદી—(ખેંચતાં) ચાલ કેથે ભરાઇ સંતાઇ જા.

[બન્ને જન જુદી જુદી જગ્યાએ સંતાય છે. મનીજેહ ઠહેરા મા દાખલ થઇ બતી સળગાવી કાગળ વાંચે છે.]

મનીજેહ—મરૂં રે, મુવું અવારૂં થયું કે સકારૂં ? ટુંક દહાડામાં જણાતુંજ નથી, જોઉં મારો વહાલો અદી શું લખે છે ! (વાંચે છે) "મારી મીઠી મેની. આજે સાંજનાં સીનેમાં શોમાં આપરે સાથે જઇશું, મારી ઓફીસ પાસે મને જરૂર મલજે, મને 'લેટ' થાયતો મારી વાર જોજે. પણ ઘેરે જતીના મને ઘણી અગતની વાત તારી સાથે કરવી છે. તારો સદાનો સાચો વફાદાર તાબેદાર અદી" મરૂંરે મરૂં કેવું મીઠું લખ્યું છ ? (ઘડીયાલ જોતાં) માયરે છબી વાગી ગીયા, રખે મારી એકી ટસે વાર જોતાં મદઇની આંખ પણ તનાતી હોસે.

[બહારથી દરવાજો બંધ કરી જાય છે.]

અદી—(બહાર નીકળી) સેહેજમાં બચ્યા જો (બારણાની કલમાંથી જોતાં) હવે આપરે સલામત છઇએ, ચાલ બતી સલગાવ.

દાદી—(ધ્રુજતાં બતી સલગાવે છે.) અદી મને કહેસે નહી ? આય છાન પુતલાંનો નાચ શું કરી રહયોછ ?

અદી—(ધબો મારી) એ દાદીબા દમોરી મારા કહ્યા પ્રમાણે ચાલયો તો સારૂં, આજે એક કલાક સુધી તું તારા તમામ તનબદન અને તે માહેલા આત્મા સાથે તાબે રેહવાનું પ્રોમીસ આપી ચુકોછ.

**દાદી**—ત્યારે કેહવા શું માગેછ ?

**અદી**--ચાલ તારો ડગલો કાઢી નાખ, તારી બોંયને ઉપર ચઢાવ અને આય તમામ ઓરડાની ઝડતી લેવા માંડ.

**દાદી**--એ શું બકી મરેછ ?

**અદી**—એકએક ખુણું, દરેક ખાનું બહારવટીયાંથી તે મંગ-લીયાં સુધી દરેક ચીજ તલે ઉપર કરી નાંખ.

**દાદી**--હવે હું સમજયો ! તું ચોરીનો ધંધો કરવા માંગેછ. એવા હલકા કામમાં હું હરગેજ મદદ નહી કરશ.

**અદી**—દાદી ગધેરો ના થા, તુને ખાસ લઇ આયો તે મને મદદ કરવા થકી નહી કે મને શીખામણ આપી છોડી જવા થકી.

**દાદી**—હું કંઇ ચોરી કરવામાં મદદ કરવા નથી આયો. તેમ આંય છોકરી હમના આવી ગેઇ એની સાથે તુને શું સંબંધ ?

**અદી**—દસ વર્ષ ઉપર હું આય ઘેરમાં રેહેતી મનીજેહ મહેર મસ્ત સ્કુલ મીસ્ત્રેસ ઉપર મોહી પડયો, એનો ચેહેરો જો કે ફ્રેસ્તાઇ છે, પણ સ્વભાવ શેહેતાનનો છે. એક સ્કુલનાં મેલાવડાંમાં મને એની સાથે પિછાન પડી અને તે દિવસથી અમો ધગધગતા પ્યારના દેવતાના ભોગ થઇ પડયા.

**દાદી**--તું તારી આટલી ઉમરમા આય દશમી વખતે પ્યારમાં પડયો હોસે.

**અદી**—નહિરે ફકત તેત્રીસમી વખતે. પાછળથી અમો બન્ને મરાયા, એથી મે સંબંધ તોડવાની વેતરણ કીધી, પણ આય શેહેતા-નની જની મને છુટો થવા દેતી નથી કે કોઇ સાથે જોડાવા દેતી નથી.

**દાદી**—ખાસ્સી ! તારા જેવા ચકરબતીને લાયકનીજ એ કેહવાય.

**અદી**--અને અદેખીતો પેલા શેકસપીયરના ઓથેલ્લોને પણ બાજુએ બેસાડે તેવી. જો એ જાણે કે હું બીજી સાથે ગોઠવાએલો છેઉં, તો જોઇ લો.

**દાદી**—તેં મનીજેહને ખુલાસેવાર લખી કાંય નહિ જણાવ્યું ?

**અદી**—મારી હિમ્મત ચાલતી નથી. આવતી કાલે તો હું બીજે ઠેકાણે અદરાવાનો છેઉં. તેથીજ તારા જેવાની મદદ લીધીછ.

**દાદી**—ત્યારે **અહીં** સાના ધકેલા ખવાડેછ ?

**અદી**—ગઇ કાલે મને વીચાર સુઝયો કે જો મારા લખેલાં 'લવ લેટર્સ' હું બધાં પાછા મેલવું તો 'બ્રીચ ઓફ પ્રામીસ'નો એ કેસ કોઇબી રીતે મારીપર માંડીજ શકે નહિ ને સામો એને હું હંફાવું

**દાદી**—તયારે શું તારા કાગલો શોધવા કબાટખાનાનો ધાણુ કાઢવા માંગોછ ?

**અદી**—તેથીજ તો આજે કાગલ લખી મારી ઓફીસ પાસે અથડાવા તેડીછ, તેટલાં વારમાં આય ઓરડાની ઝડતી ઝટપટ લેવા થકી તારી મદદ મેલવીછ.

**દાદી**—બાવાજાન એ તો ઘણુંજ 'રિસ્કી' કામ છે જો બા.

**અદી**—અરે તુંને એના સ્વભાવની ખબર નથી. એના જેવી સાથે કેમ કામ લેવું તેની મને દરેક કળ કુંચીની ખબર છે. જો એના ઓરડામાંથી કોઈના હાથની લખેલી એકાદ કાપલી મળે તો કેવી મજાહે પડે ?

**દાદી**—તો તું શું કરે ?

**અદી**—(એકટીંગ કરતાં) તો હું શું કરસ ? હુ૫: ત્યારે તો અમો વચ્ચેનો 'સીન' ઘણોજ ધ્રૂજાવનારો ને રૂવે રૂવાં ઉભાં થનારો થશે, હું કેહવસ "આય શું ? હવે વધુ એક બોલ નહિ. સદાની છેલ્લી સલામ. દગલબાજ ઓરત તેં મારા જેવા વફાદારનું બીલોરી જીગર ભાંજી નાંખીયું, હવે મારે તારા જેવી બેવફાથી સદા દુર થવું જોઇએ અને બીજી કોઈ છોકરીના બાપને જઇ મલવું જોઇએ.

**દાદી**—વાહરે તારી એકટીંગ.

[બન્ને જના બધુ ઉધું ચતું કરી તપાસેછ.]

**અદી**—આય કોઇનો પગલાંનો અવાજ સંભળાય છે. ઓ તેજ આવે છે.

**દાદી**—બચ્ચા સપડાયા હવે શું કરશું ?

**અદી**—ચાલ તું પેલા ઓરડામાં ભરઈ જા, અને જયારે તું બહાર આવે ત્યારે તું મને જરાબી ઓળખતો હોય એમ પેલીને બતાવતો ના.

**દાદી**—પણ એમ સંતાવાનો સબબ ?

**અદી**—તે તું નહી સમજે હું કેહુંછ તેમ કર, જા.

ફાદી--અચ્છું (જાય છે. મનીજેહ ફફડતી દાખલ થાય છે.)

મનીજેહુ—મને વાર જોવાડી જોવાડી થાકવી નાખી, ને એનો તો પતો મલે નહી. મુવાં બધા માટીડા વચનના જુઠા (તેટલાં અદી ઉપર નજર પડે છે.) આ અદી તું અહીં કયારે આયો?

અદી--(ધુખરાયલે સાધે) હુંજ પોતે! હુંજ આયો.

મનીજેહુ--અંહી શું કરતાતા? આય બધું વેરવીખેર કાંય કીધુંછ?

અદી--(ઠસ્સામાં) મીસ મનીજેહ મેહેરમસ્ત કયાની ખાનદાનની, હું તારીપર અદેખો પડયોછ.

મનીજેહુ—અદેખા પડીયાછ? તેતો ઘણું મજેહેનું.

અદી--મારો કોઇ હરીફ તારી પુઠે લાગોછ, મારી તરફ તું બેવફા થઇછ.

મનીજેહુ-હમબગ (હસે છે) તમે એવું એવું બોલોછ તે મને ઘણું ગમેછ.

અદી-બાઇ સાહેબ તમો હસોછ પણ હું ખરૂં કેહુંછ, મને આજે નનામુ કાગળ મલયુંછ તેથી મારી આજે આંખો ખુલીછ.

મનીજેહુ-લાવો જોઉં તે કાગળ બતાવો?

અદી-(ચાટ થઇ) મેં તે વાંચીયા પછી ફાડી નાખ્યુંછ.

મનીજેહુ-મજેહેનું કીધુંછ.

અદી-પન તેથી મારો વેહેમ બમણો વધ્યો. (એકટીંગથી) હવેથી હું એવી બેવફાપર ઇતબાર રાખી મારા બીલોરના કાચ જેવા હઇયાને ભાંગવા નહિ દેવસ.

મનીજેહુ-ઓ માયરે! આજે તો અદી તું કોઇ 'એમેચ્યૂરો'નાં 'રિહરસલ' માંથી કંઇ ધનક શીખી આવેલો લાગેછ, તેજ અંહી એકટીંગ સાથે બોલી બતાવે છે.

અદી—મને તારા આય છુપાતા ભરાતા ફરતા આશકની દરેક હીલચાલની ખબર મલીચ, તેના દેખાવનું વર્ણન મલ્યુંચ (દાદીનું આબેહુબ વર્ણન કરે છે.) હવે સમજી? એથીજ તુંને મે આજે જુઠું કાગળ લખીને બહાર ખરતી કીધી ને ઘેરમાં ઘુસી તેની તપાસ કરવા માંડીચ.

**મનીજેહ**–(થંડાઇથી) ત્યારે તો તેવો કોઇ મલ્યો ખરો કે?

**અદી**—હજી નહિ, પણ હવે હું તેજ સોધુંછ. પછી બાઇ સાહેબ તમુને છેલ્લી સલાંમ! મારા એક પુરા સાચ્ચા પ્યારને આખરી સલામ. બાનો મને હજી શક છે કે તમારો છુપો આશક પેલા ઓરડામાં ભરાએલો હોવો જોઇએ.

**મનીજહ**—ચપો! મારાજેવી એક નિરદોશ નારપર જુઠું બોહતાંન જોડતાં શરમાવો, સાબેત કરો ને પછી બોલો. ગમે તો જઇને જુવો તપાસો.

**અદી**—હું બારણું ખોલીને જોવસ અને ત્યાં કોઇ જણાયો તો હું મારી લોખંડી મુકકીથી તેને ગરદાપેચ કરી મારી નાખસ. ગમે તો તમેજ બારણું ખોલી તપાસ કરો.

**મનીજેહ**—ઘણીજ ખુશી સાથે, લેવો જુઓજી! (દાદીને ઓરડામાંથી બહાર આવતાં જોઇ ચીસ મારે છે.)માયરે! કોઇ માટીડો?

**અદી**—(છાતીપર હાથ મારી) હૈ! મારા હૈયાંએ! આય મારા બાલેસ જીગેરે મને કહ્યું હતું કે કોઇ અંહી ભરાયલો છે.

**મનીજેહ**—એ કોઇ ચોર જણાય છે. પકડો એને.

**અદી**–(એકટીંગથી) હા: એણેજ મારૂં સુખ લુટી લીધુંછ!

**દાદી**—(મનીજેહને) મને જો સાંભળસો તો જરૂર માફ કરશો એ તો ભુલ.—

**અદી**–(ગુસ્સાથી તેનું મોહોનું દાબી) ચુપ થા. એકબી સુખન ના બોલ. તારૂં કાળું મોહનું અહીંથી એકદમ કાળું કરી ચાલી જા. એક નિરદોશ ઔરતના પવિત્ર કેબલા જેવા ઓરડાને તેં ડાઘ લગાડીયોછ. (બાજુ) બહાર જા પછી મળજે, મુઓ ગગડજે.

**દાદી**–(બાજુ) પણ મને ખુલાસો તો કરવા દે?

**અદી**—ચુપ! મને તારી દલગીરીના ઓથા તળેના પેતરા જોઇતાં નથી. (મનીજેહને એકટીંગ કરી) મની! મની! જો આંખ ખોલીને જો! મે આપેલાં વર્ણન મુજબનો આય તારો બીજો આશક મે કેમ પકડી પાડયોછ?

**મનીજેહ**—વહાલા અદી, હું ખુદાના કસમ ખાઇ સાચ્ચું બોલુંછ

અદી--બસ કરો બાનો! મારી જીંદગીનો સુખી સ્વપનો નાબુદ થયો. ઓરત જાતની વફાદારીમાં મને જે યકીન હતું તે હવે સદાનું દુર થઇ દફન થયું છે. હવે છેલ્લી સલામ! (બાજુ) મુગો મુગો સટી જાની? મ્હોના સાનાં જોયછ!

મનીજેહ—(દાદીને દોદરો કરી) આ તમે કોઇ ખરા ગ્રહસ્થ હોવતો ખરૂં બોલો. ભસી મરો?.

દાદી—જો મને બોલવાની રજા હોએ તો—

અદી—મને કશું સાંભળવું નથી. ચોર ચોરી કરી કદી કબુલ થતા નથી. તેથીજ સરકારને પોલીસનું ભોસ્યાં ખાતું નિભાવવું પડેછ. તારા જેવા કોરગા લોફરનું કદી માનનાર નથી. (બાજુ) હવે નાહાસવા માંડની? (મારીને) નહિ જતો તો લે ચાખ!

દાદી—(બાજુ) હવે ઘણીજ હદ કરેછ જો?

અદી—પણ સબર! જવા આગમજ એક ગ્રહસ્થ તરીકે મને તારો કાર્ડ આપ.

દાદી—આય લે બા; (કાર્ડ આપે છે, બીજો કાર્ડ નીચે પડી જાય છે, મની ચુપકીદીથી ઉંચકી લે છે.)

અદી—હવે ચાલી જાની બદમાસ લોફર, જો ફરીથી તારૂં મોહનું જોવસ તો મારાં લેડી લાઈક બુટની હીલતળે તુને કચડી નાખસ. (બાજુ) ભાડુતી ગાડી કરી નીચે તેમાં વાર જોતો બેશી રેહેજે.

દાદી—(જતાં) તેં તો મને આજે પકકો ગધેરો બનાવિયો. (મનીજેહ તરફ હસીને નમતાં) સાહેબજી. મને આશા છે કે ભવીષમાં કોઇ દિવસ—

અદી—(ધકકો મારી) બાઇ માનસ સાથે બોલવાની હિમ્મતજ કેમ કરેછ? ચાલી જા. (તેને બહાર કાઢી વૉચ. જોએ છે) લગભગ સાડા આઠ થયા. હવે શું કરૂં?

મનીજેહ—(હરસે કાર્ડ વાંચે છે) ઓ! આય તો દાદીબા દમોરી. અદીનો દોસ્ત? હું સમજી. (મોટે) વહાલા હવે થોડી રિહરસલ કીધા પછી તમે ઘણો મજેહનો પાર્ટ ભજવી શકશો જો.

અદી—હવે મારી સાથે પ્યારનાં નામે બોલવાનો તમુને હકજ નથી.

**મનીજેહ**–તમારો આય દોસ્ત એકટીંગ કરવાનું બરાબર શીખ્યો નથી.

**અદી**–મારો દોસ્ત સાનો?

**મનીજેહ**–(કાર્ડ બતલાવી) આય દાદીબા દમોરી તમારા એક દોસ્ત થાયછની?

**અદી**–(કાર્ડ જોઇ ચાટ પડે છે) ગુવો એ મદદનો કરતો.

**મનીજેહ**—હવે હું સમજી તમે બીજી કોઇને ચાહતાં શિખ્યાંછ, તેથી આપરા વચ્ચેનો કોલ તોડવા માંગોછ.

**અદી**–એ તે કેમ પારખ્યું?

**મનીજેહ**–મેં તમુને કેવાં પીછાન્યા?

**અદી**–પણ ખરૂં પુછે તો હું તુને ને તુનેજ ચાહુંછ, અને બીજીને તો ફકત તેના પઈસા ખાતર.

**મનીજેહ**—(બાજુમાં ઉશકેરાઇ) આ જો તે છોકરી મારી સામે હોતે તો હું એક વાઘનની માફક ઉછલી મારાં નખોવડે તે બીલાડીની આંખો ખેંચી કાઢતે.

**અદી**—(વૅાચ જોઇ) સવા આઠ થયા.

**મનીજેહ**–જો અદી મને તમે બધું સાચ્ચું કેહવાનું વચન આપસો તો હું તમુને તેની સાથે પરણુવા દેવસ.

**અદી**–સાચ્ચું કેહું? આવતી કાલે હું અદરાવાનો હુતો.

**મનીજેહ**–એ કોણુની છોકરી સાથે?

**અદી**–પીરોજા મનજી પટેલ સાથે.

**મનીજેહ**–કેવું મીઠું નામ? (નકલ કરી) પીલાં? પીરોજા? પીલી?

**અદી**–પેહેલ્લી ઓળખાન અમારી વીકટોરીયા ગાર્ડનમાં થઇ હતી.

**મનીજેહ**–સફેદ બાલવાળા વાંદરાનાં પીંજરામાં કે?

**અદી**–નહીંરે તુંબી શું જો? પણુ જો સમજ તેનો બાપતો ખુબ ડલ્લાવાલો છે જો?

**અદી**–ત્યારે તો આવો ગબર સસરો મળવા માટે તમુને ઘણીજ મગરૂરી ઉપજતી હોસે.

**અદી**—વહાલી મનીજેહ મને બીહીક હુતી કે તું આય મારી વાત સાંભળી તુફાન મચાવશે, પણ તુંને ડાહી થએલી જોઇ હવે હું ખુશહાલીથી કામ પાર પાડસ.

**મનીજેહ**-(જોરથી પીઠ ઠોકે છે) શાબાસ દીકરા.

**અદી**—વળી મહારી બેન જીલુ ગોરાણી મારી ભલાઇમાં ભાગ લેવા આવનાર હતી પણ તેના બુચાને સહીયડ આવવાથી તે રોકાઇ ગેઈછ.

**મનીજેહ**-એમ ?

**અદી**—મારા ભવિષનાં સસરાએ આજે રાતના મારા માનમાં પારટી આપીચ.

**મનીજેહ**—ત્યારેજ તમે કયારનાં અકર વકરમાં પડી નહાસવા માટે ટપુ ટપુ થઇ રહ્યાછ કે ?

**અદી**—હાજતો. (વૉચ જોઇ) બાપરે સાડા આંઠ પન થયા, હવે મને જવાની રજા આપશો ?

**મનીજેહ**-હજી જરા થોભો વહાલા મને તમુને વહાલા કેહવાની તો રજા છેની ?

**અદી**-ફકત બે મિનીટ સુધી.

**મનીજેહ**-(સ્વગત) એણે મને ઠગીછ તો હવે હું એનાં માથેની થઇ એને તોબા પોકરાવસ. (મોટે) અદી હમેશાં જેમ અંહી બેસોછ તેમજ બેસો, વહાલા.

[તેને છાપટ મારી બેસાડી પોતે ભરવા ગુંથવાનું લઇ પાસે બેસી ગાનું લલકારે છે.]

**અદી**—એ એમ શું કરતી હોસે ? (વૉચ જોઇ) ઓ; નવ થયા (અદી ઉઠવા જાય છે તેમ તેમ મનીજેહ તેને ભરવાનો સુઇયો ભોંકે છે.) ઓ બાપરે.

**મનીજેહ**-વારૂં અદી તારી થનાર બઇરી ઘણી ખુબસુરત છે કે ?

**અદી**—નહીંરે ! પણ તેને વરસ દહાડે પાંચ હજાર રૂપીયા મળશે, એવું ટ્રસ્ટ છે. એનો બાપતો દમણનો રેહેનાર તદન ગામડીયો સુવોછ. (બાજુ) અને તે મારી વાર જોતાં જોતાં ચોપરવાદી કરતો હોસે.

**મનીજેહ**—એઓ ક્યાં રેહેછ વારૂં ?

**અદી**—એઓ મુંબઇ આવી સ્ટેશન વીલામાં ઉતરીયાંછ (બહારથી સીસોડી સંભળાય છે. ) (સ્વગત) એ તો દાદીની સીસોડીનો અવાજ ? એ પણ મારી કાની અકરવકરમાં પડયો હોસે. મની મને હવે જવાની રજા આપ જોઉં ? મારા દરેક ભલા આશીરવાદ તને આપતો જાઉંછ. જો તુંને મારા જેવો કોઇ લાયક ભરથાર મલે તો જરૂર મને જણાવજે.

**મનીજેહ**--(સ્વભાવ ફેરવી) તમો એમ સમજોછ કે હું હવે કદી પણ બીજા સાથે પરણીશ કે ? તેમ તમુને બીજી સાથે પરણવા માટે જવાબી દેવસકે ?

**અદી**—એટલે ?

**મનીજેહ**—મને જે બધી બાતમી જોઇતી હતી તે તો તમે આપી ચુંકાછ. છોકરીનું નામ ઠેકાણું મને હવે બરાબર જણાયુંછ માટે આ જે તમે તેમને ત્યાં જમવા જઇ શકશો નહી, તેમ કદી બીજી સાથે પરણી શકસો નહીં.

**અદી**—(ગુસ્સાભેર ઉભો થઇ) બારણું ઉઘાડી આપો બાનો, હું હુકમ કરૂંછ મારા રસ્તામાંથી દુર થજો.

**મનીજેહ**—હરગીજ નહીં. (દરવાજા ભણી પીઠ ફેરવી સામી ઉભી રહે છે. )

**અદી**--ત્યારે હું જોવસ-

[ મનીજેહનો હાથ અદી પકડી તેને દુર કરવાની વેતરણ કરે છે તેણી બારીએથી કુંચી બહાર ફેંકી દે છે. કુંચી બહાર પડતાં કોઇ ચીજ ભાંગવાનો અવાજ આવવા સમેત દાદીની જોશથી ચીશ સંભળાય છે. ]

**મનીજેહ**—હવે કેમ નહાસસો ? કુંચી તો બહાર નાંખીછ ?

**અદી**—એમ ગાંડી ના થાનીતો મની ? ( બાજુ ) પેલાઓ મારા માટે શું ધારતા હોશે ? હવે આય બલાના હાથમાંથી કેમ છુટું ?

**મનીજેહ**—હવે આપરે બન્ને જણા સાથેજ મરસું. ( કબાટમાંથી નાહની શીશી કાઢેછ. ) લેવ આય પરૂસીક એસીડ છે, પી જાવ.

**અદી**--ઓ બાપરે.

મનીજેહ--એનાં થોડાં ટીપાં બન્ને માટે પુરતાં થશે.

અદી—હું જાણી જોઇને આપઘાત કાંય કરૂં ?

મનીજેહ—જ્યારે તમે મારી સાથે પરણી શકતા નથી, ત્યારે હું તમુને પણ બીજી સાથે પણવા દેવાની નથી.

અદી—અરે પણ મેં પંચોપાખ્યાનમો વાંચેલું કે "જે શખસ આય ભવમાં આપઘાત કરે તે આવતા ભવમાં કાંતો સાત દીકરીનો બાપ થાય, નહિં તો ન્યુજપેપરનો અધિપતિ થાય."

મનીજેહ—માટીડા છતાં બાયલા છેવ ? તો લેવ હું પીઇને દેખાડું છ.

અદી—આહા ! શાબાસ મની પી જા. શાબાસ.

મનીજેહ—બસ હું એખલીજ મરસ, તમે પીલાં મનજી સાથે પણવા સદાના છુટા થશો.

અદી—ચાલ વેક પી જા. મારી પાળેલી કુતરીનાં તુંને સમ છે.

મનીજેહ—છેલ્લી સલામ વહાલા, છેલ્લી સલામ. (પીને ઢોંગ કરી સોફા ઉપર પડે છે.)

અદી—(એકટીંગથી) ઓહ ! છેલ્લી સલામ. વહાલી લએલી તુને આય તારા મજનુનની આખરી સલામ.

મનીજેહ—(બાજુ) એકદર મને થંડે કલેજે મરવા દે છે.

અદી—(નાટકી હાવભાવથી) મારાં એક વખતના વહાલીના તનબદન તને છેલ્લો સેજદો. મુવા પાછી પણ એક વખત તારી મરોડદાર ગરદનથી સલામ નહિં કરશે ? (હાથ ચુમે છે) મરતાં મરતાં તો જરા આંખના પલકારાથી સલામ કર ? તારૂં આવું કકલાટ વગરનું મોત જોઇ મારી છાતી ચીરઇ ફસઇ જાયછ. તારા રૂવાનપર કોઇ માહેતમપોશી કરનાર કોલી સોલીબાઇઓ મળે નહીં, તેથી હું દિલગીર થાઉં છ. મારા જાન ખરૂં બોલ તું કોઇ સાચ્ચે સાચ્ચી મરી તો નથી ગેઇ ? જો તું મરીજ ગેઇ હોસે તો હું તુંને જરૂર પરણુસ.

મનીજેહ—(ધીમે અવાજે) વહાલા હું હજી મરી નથી ગેઇ. ધપકારો ચાલીયા કરેછ.

અદી—ચાલ ત્યારે હું હવે મારી પીલાંને જઇને કેહેતે કે--

મનીજેહ—(ડગલો ખેંચી) નહીંરે વહાલા ત્યાં તો જતોજ નાં,

હુંજ બધું થંડુ પાડસ. તારે ખાતરતો જીવતી જાગતી તંતનખાર ઉભી રેહવસ.

**અદી**—આ મારી કંબખતિનાં જીવતા મસાલા? (વૉચ જોઇ) સાડા નવ થયા, હવે શું કરૂં? (ઢોંગ કરે છે) ઓહ! ઓહ! ઉફ! ઉફ! મને તો થંડીનું લખ લખું થતું જણાય છે.

**મનીજેહ**—(હાથ પકડી) પણ તમારા હાથતો ઉના ઉના છે.

**અદી**—અરે મારા પગના તલીયાં તો તદન આઇસ જેવા થંડા ગાર થવા માંડયાછની?

**મનીજેહ**—વહાલા ત્યારે તો વેકો કોચ ઉપર સુઇ જાવો, હું ગરમ ગરમ રાઇના પાણીથી પગ ઝાડી નાખુંછ.

**અદી**—અરે અરે અરે મને એકાએક મેલેરીયસ ફીવરનો ઝટકો લાગેછ ત્યારે એમજ થાય છે (મનીજેહ તેને કોચપર સુવાડી તેની ઉપર ઓવરકોટ વગેરે ઓઢાડી દાબીને સુવાડે છે.)

**મનીજેહ**—(દાબીને) વહાલા હવે ઠંડી જરૂર નરમ પડસે.

**અદી**—(ઢોંગથી) અરે નહિરે! મારા પેટમાંતો લખલખાં ઉઠેછની? આ મારા માયજીરે હાથપગ થંડા થઇ ચાલીયાં.

**મનીજેહ**—ના બીહવો, હું આય ગરમ ગરમ પાનીની બેગ લેતી આઉંછ તે પેટમાં દાબસો તો લખલખું દબઇ જશે. (બીજા રૂમમાં મની જતાં અદી નહાસવાનો લાગ શોધે છે.)

**અદી**—હવે કોઈબી રીતે બારી કુદાવી આય બલાનાં હાથમાંથી છુટસ તો પારટીમાં જઇ શકસ, નહિ તો મુવો છુટો. (બહારથી બારણાની કળ ઉંઘાડી દાદીબા બારણું ખોલી અંદર આવે છે. દાદીનાં નાકમાંથી લોહી પડે છે તે નુછતો નુછતો આવે છે.) કોણુ બીરાદર દાદી કે? તારી પાસે કુંચી ઉતી કે?

**દાદી**—બળી તારી કુંચી. તમો લોક મરાયા તેમાં કુંચી આવી ને ધપ દેતી મારા નાકપર એવી અથડી કે નસકોરી ફુટી ને લોહીની સેર છુટીછ.

**અદી**—અરે અરે અરે એમ? 'આયમ ફવાઇટ સૉરી.'

**દાદી**—છતાં તુને પુછવા આયોછ કે હજી કેટલોવાર અહીં ગગડી પ્યાર કર્યા કરસે?

**અદી**—અરે દીકરા હું કેવો લકી છેઉં જો? તું અનીની ધીક વખતે આવી લાગોછ (દાદીને પકડી પોતાની જગ્યાપર સુવાડે છે) વેક અહીં સુઇ જા, એકુબી બોલ બોલતો નાં.

**દાદી**—પણુ મને કાંય સુવાડેછ? કંઇ સમજ પડે?

**અદી**—ધભરાના, જરા પોઢીજા. પછી પોતાની મેળે સમજ પડશે, જેમ બને તેમ કાંસ કરાંજ, પણુ બોલતો ના.

**દાદી**—અરે પણુ કાંસુ કરાંજું સાને માટે? મને બહાર જવાદે.

**અદી**—હું કેહુ છ તેમ કર્યા કર, નહિ તો મુવોજ છુટો. પેલી આવીને તુને કાપીજ નાખસે. (અંદર જોઇ) નહાસરે મારા બાપ. [અદી બહાર નહાસે છે. દાદી કાંસે છે. મનીજેહ ગરમ ખખલતી પાણીની કોથલી લાવી દાદીનાં પેટમાં દાબે છે. દાદી વધારે કાંસે છે પણુ ગરમ લાગતાં બુમ પાડી ઉઠે છે.]

**મનીજેહ**—જુઓ હું કેટલી બધી જલ્દી આવી? સારૂં થયું મારી ચાહેની કીટલી ચુહલાપર હુતી તેથી તુરત ગરમ પાણી મલી ગીયું. (સેક કરે છે દાદી કાંસે છે) વહાલા પોઢી જાવ. (તે ઉછલી બુમ પાડી બહાર આવે છે.) ઓ! અદી કહાં ગીયો? એ તો પેલોજ ચોર છે, ઉભો રહે મુવા, તુને પોલીસનાજ હાથમાં સોંપુંછ, ને બન્નેનો ધાટ બરાબર ઘડુંછ.

**દાદી**—મારી માય કરૂં મને માફ કર. ખુદાએજ મારો ધાટ એવો ઘડીયોચ તે તું શું કરસે? એતો પેલા અદીના કરતુકમાં શામેલ થતાં હું હાડમાર થયોછ.

[ઓવરકોટ, ટોપી વગેરે પોતાનો સરંજામ બગલમાં દબાવી નહાસે છે. મનીજેહ હસ્તી હસ્તી પછ-વાડે દોડી જાય છે.]



## અંક ૨ જો-પ્રવેશ ૩ જો.



### સ્થળ-મનજીના મકાનનો એક ઓરડો.

[સાદું ફરનીચર ને સબકતા દિવસને લીધે ભેટ સોગાદ ટેબલપર ગોઠવેલી છે. એનટોનીઓ ઉંધ-રેટી હાલતમાં દાખલ થાય છે.]

**એનટોનીયો**—એ મનજી કનજી ઓર કુંપણીકા સોબ સોબ આદમી તમામ રાત જાગ જાગ કે ફજેર પડા તોબ સો ગયા, ઓર ઓપણુ કો સારી રાત ચકકર ચકકર બનાકે ટાયર્ડ બના દીયા. (મનજી આંખો ચોળતાં ઉંઘરેટી હાલતમાં આવી અથડે છે.) એઇ સીઠ આંખ ખોલકે દેખો. ફજર હો ગયા.

**મનજી**—ઓ અનતુન તુમ આયા? અમારા જમાઇકો કીધર દેખા?

**એનટોનીયો**—સોબ ઓપણુ સારી રાત ઉસકે ઘરપર ચકકર લગાયા મોગર વોહ સાંજકા બહાર ગયા તોબસે અબતક પતા નહિ. હમ સોબ ઇસપીતાલમે જાકે દેખા; સબબ, મોટરકે નીચું એકસિડંટસે દોબકર મોરતો નહીં ગયા! પોલીસ ચૌકીપર દેખા કીધર દારૂ પીકર ચૌકીમે સોતો નહી ગયા? પીલા હાઉસપર દેખા, મગર કીધર નહિં મીલા.

[હમબઇ ગુસ્સામાં દાખલ થાય છે.]

**હમબઇ**—હું પેહેલ્લેથીજ કેહતીતીરે કેહતીતી કે આપરા જેવા આબરૂદાર ગામડીયાઓને મુંબઇનો કોરગો જમઇ શોભે નહિં, પન તમેજ મારૂં માન્યું નહિંની?

**મનજી**—અરે એ આપરી તકરાર તો રોજની છે, તેનું પછી થયા કરસે પણ એ ભવિષનો થતો જમાઇ આખી આખી રાત કહાં ભરાઇ સુતો હોસે કોણ જાણે?

**હમબઇ**— હું પણ તેજ જાણુવા માંગુછ. કોઇ મુઇ ગોરી ગોમટી મુંબઇગરીના ફાંસમાં તો નથી ફસી મુવો?

**મનજી**—એજ આપરે સઘલાં જાણુવા માંગીએછ!

**એનટોન્યો**—ઓપણુ પણુ અઇસાજ પુછતા હએ અરે તીનચે?

**મનજી**—હવે આપરે તેની આવવાની વાટ જોઇએ કે સુઇ જઇએ?

**હુમબઇ**—ઓ વાય મનજી એમ કાંય ડોરા બારોછ? મુઇ રાત તો વહી ગેઇ ને સહવારૂં પડયું હવે ઉંઘાવા સાનાં ચાલ્યા? ઓય નાસતાનો વખત થસે હું તેનીજ ગોઠવણુ કરૂંછ. (જાય છે.)

**એનટોનીયો**—અબ સૅાબ ઓપણુ નાસ્તા બનાતા, કૉફી પીએગા તો નીંદ નહિ આએગા. (જાય છે. પીરોજા દાખલ થાય છે.)

**મનજી**—મારી ગરીબ સાલેસ દીકરી તું ના મુઝા (પેટમાં દાબે છે.) હું એ તારા ભવિષના ધણીને ઓય જાતે જઇ સોધી લાઉંછ, આ તું જરા પોઢી જા.

**પીલાં**—બાવાજી હવે એ વાત જવા દેવ, તમો અદીને સોધી લાવસો તોપણુ આજના ફજેતા પછી હું કદી તેનો હાથ કબુલવાની નથી.

**મનજી**—દીકરી એમ ફટાંઉ ના થા. સમજ કદાચ તેને એકસીડંટ થયો હોએ? તે મરી ગીયો હોએ? કેમકે આજકાલ મુંબઇમાં ડગલે પગલે મોટરના આપઘાત રોજના થાએછ.

**પીલાં**—છતાં સભ્યતા ખાતર ચીઠી લખીને તો જણુાવતે?

**મનજી**—કદાચ એમ કાંય નહિં હોય કે તેની બેહેન હૈદ્રાબાદથી આવનાર હોવાથી તેની ગોરસીમાં કાંય નહિ પડયો હોય?

**પીલાં**—હું કશું માનતી કે ધારતી નથી. એ તો આપણુ જેવા ગામડીઓને ગમાર લેખી જાણી જોઇ નીચું લગાડવાનું કીધુંછ.

[અંદરથી ગાડીનો અવાજ આવે છે.]

**મનજી**—દીકરી થોબરે કદાચ તેજ આવતો હોસે? નીચે કંઇ ગડબડ સંભળાયછ.

**પીલાં**—અદી જો કચરઇ મોરચઇ મરી ગીયો નહિ હોસે તો લોકલાજ ખાતર એકજ વખત માફ કરી ભૂલી જવસ.

**મનજી**—જો મારી મા કરૂં જરા ધીરી પડ વીલી ના થા.

[દાદીબા અકર વકરે દાખલ થાય છે.]

**દાદી**—મી૦ અને મીસ મનજી તમોજ હોસો એમ હું ધારીને કેહવા માંગુંછ કે—

**મનજી**—કેમ બા શું છે? (હુમબાઇ પાસે આવે છે.)

**હુમબાઇ**—કેમ બા તમે મારા જમઇ તરફથી આયાછ કે?

**દાદી**—નહિ જી-અરે હાજી-મારૂં નામ દાદીબા દમોરી એસ-કવાયર (બાજુ) એની પોરીતો કેવી મજાહની પુતલાં જેવી છે જો?

[ખભાંપર ડોક નાંખી દઇ પીલાંને ટીકે છે.]

**પીલાં**—(સ્વગત) એની મરોડયા મુછ ને ચેહેરાનો કલ્લો કેવો મજેહનો છે જો?

**દાદી**—(મનજી) હું તો ફકત મારા દોસ્ત મી૦ અરદેશર પતંગીયા તરફથી ફકત એક એલચી યાને અમબેસીડર તરીકે આયોછજી.

**મનજી**—મારા ભવિષના જમાઇ તરફથી કે? કેમ બા તેની હાલત કંઇ ખરાબ તો નથી ની?

**દાદી**—હજી તદન ખલાસ તો નથી થયોજી.

**હુમબાઇ**—અમો આખી આખી રાત તેની વાર જોતાં જોતાં સુવા વટીક નથી ગીયાં, તેની આવી ચાલ માટે શરમાવું જોઇએ.

**મનજી**—(પસવારતો) મારા બુઢાપાનાં સુખ મારી હમા તું મારી ઉપર બધું સોંપ, હુંજ સઘળું પુછસ. વારૂંબા પછી?

**દાદી**—અદીએ મારી મારફતે તમારી હજારો હજાર માફી માંગી દરગુજર ચાહીછ.

**મનજી**—પણ તમે બા કાંય આયા! એજ પોતે માફી માંગવા હ્યાં કાંય નહિં ગગડીયો? (વિચારી) હું ધારૂંછ જયાં છે ત્યાં કાંઇ સજજડ અકસમાત થએલો હોસે.

**દાદી**—અમો સાંજે સાંજ તમારી તરફ આવતાં ઘેરથી નીકલીયા, પણ રસતામાં એ સજજડ સપડાયો.

**મનજી**—શું પોલીસનાં હાથમાં કે બા?

**દાદી**—નહિરે બાવાજાન ફકત પગે પીડા વળગી.

**પીલાં**—કોઇ દદાની કે?

**દાદી**—(મનસે) મને શિખવેલું હું તો ભુલી ગયો હવે શું કરૂં? તમો જાણોછ તો ખરાં તવલાટની વેદના કેવી હોય છે? હું તો ધારૂંછ એ દીવાનો થઇ જતે.

**હુમબાઇ**—શું દાઢદુખી વાઇબાઇ તો નથી થયો?

દાદી—તદ્દન તેનેજ મળતું.

મનજી—પણ મને તેનો અનુભવ છે, એ કંઇ એમ એકદમ થતો નથી.

હુમબાઇ—મનજી મુગા. બેસો એને બોલવા દેવ.

દાદી—અમોએ તુરત ગાડી તેડી પણ તે સુઝીને એટલો જાડો થયો કે અંદર દાખલ થઇ શકયો નહિ.

મનજી—ગાડી કે?

દાદી—નહિરે તેનું મ્હોનું. એથી તો હું મારા ઘેરે લઇ ગીયો અને તેનાં બન્ને પગ રાઇના પાણીમાં મુકી ઝાડી નાખીયા.

મનજી—(ગુચવઇને) યાને ગાડીમાં મુકેલા સુઝેલા પગને કે મોહનાને બા?

દાદી—મારી પાસે બીજો ઇલાજ રહયો નહિ, છતાં તે હજી ફુલી ફાટીને બલુન જેવો થવા માંડયોછ

પીલાં—ત્યારે તો તેવણુ ફુલી ફાટીને ડેગરા જેવા થયા હોશે?

દાદી—નહિજી, ફકત આય મારા મોહના જેવો જોઇ લેવો. (ગાલ ફુલાવે છે.)

મનજી—અરે અરે બીચારો કેવો રીબતો હોશે? ત્યારે ચાલો આપરે જઇને જોઇએ.

પીલાં—શું હજી અરદેશરને રાઇના પાણીમાંજ બોળી રાખ્યોછ કે?

દાદી—નહીંજી, તેને રાઈમાંથી કાઢી વિકટોરીયામાં મુકી હું નીચે લેતો આયોછ.

મનજી—અરે તેને તો પવન લાગી વધારે ફુલી જસે.

દાદી—હું ઓય લેતો આઉંછ. (બાજુ) તેને ભણાવી પઢાવી લાવવો જોઇએ, નહિ તો મારૂં કહેલું કારવેલું ધૂળ થઇ જશે.

મનજી—અમારા માનસો લેતા આવશે બા.

[ અદી અનતુનના ખભાંપર ઢોંગથી લટકતો દાખલ થાય છે. દાદી ગજવામાંથી અખરોટ પસતાં કાઢી ખાય છે ને પીલાંને પાછલે હાથે ઝીલાવી ખાવા કહે છે. ]

અદી—થેંકસ વ્હેરી મચ, થેંકસ.

દાદી—(બાજુ) ચુપ મુગો ગગડી રેહ. દુખ કંઇ તારા પગમાં નથી.

અદી—ઓહ !

દાદી—(બાજુ) દમને ઉંચો રાખ, ઉંચે દમ લઇ મર.

અદી—(બાજુ) મેં તુને મારા પગમાં રૂમેટીઝમ થયોછ કરી કહેવા કહયું તું ?

દાદી—(બાજુ) મેં એમને કહયું કે તારા મોહનાને વ.ઇ થયોછ તેથી હું કેહું તેમ કર. તારાં બન્ને ગાલ ફુલાવી નાખ.

અદી—(બાજુ) પણ તે કેમ થશે ?

દાદી—(બાજુ) લે આય અખરોટને ગાલમાં છુપાવ.

[અદી ડાભા ગાલમાં અખરોટ મુકે છે.]

મનજી—મારા દીકરા અમે તારા માટે ઘણા દલગીર છઇએ.

અદી—(મુશકેલીથી તોતરૂં બોલેછ.) એ મુલખનું નાં મોનટાં.

પીલાં—(બાજુ) બરેરે એની સીકલ મારો ભવિષનો થતો કેવો એબદસા જેવો લાગેછ? એના કરતાં તો એનો ફ્રેંડ દાદી કેવો મજેહનો છે ?

દાદી—(બાજુ) અરે કાંસી કરાંજી મર કે તેઓ કંઇ દયા ખાય, મયા વધે તો બઇરી તો મળે ?

અદી—(મુશકેલીથી) નેક બાનુને ગરધતો બન્ડો ઘણો ડલગીર છે–

હુમબઇ—ના બોલરે મારા બાપ ના બોલ. લાવરે મોહને પાટો બાંધું કે હવા લાગતી અટકે (શાલ લપેટેછે તે અકરવકકર કરે છે.)

અદી—માફટરો માફટરો.

દાદી—(અદીને બાળવા પીન્રા સાથે લેહેર કરેછ) બીચારાથી ખમાતું નથી રે નથી ખમાતું પણ શું કરે ? દુખ થાય તે ખમવુંજ જોઇએ, છતી આંખે જોવુંજ જોઈએ.

પીલાં—માએરે મે મારા જનમમાં એવો એબદસા જેવો ચેહેરો નથી જોયો જો ?

દાદી—કંઇ બધાંજ છોકરાં મારા જેવા દેખાવળાં ને ફેશનેબલ મળવાના કે? (મચકાય છે) એ તો હું તો હુંજ ને તમે તો પછી– પુછોજ ના! મને શરમ લાગેછ. (બન્ને મચકાય છે.)

અદી—અરે અરે પીલાં પીલાં મને માફ કરજે.

દાદી—હવે બોલી બોલીને ગળું ના દુખાવ. તારૂં બોલેલું પીત્તું જરાએ સમજતી નથી, ઇશારતથી વાત કરી વખત કાઢ.

મનજી—(બાજુ) દીકરી પીલાં તું ના ધભરા. મારી માએ! તારા નસીબમા જેવાનું તે કંઇ નહિં?

હુમબાઇ—આવાય મનજી એ શું કોતક? નહિં ચેહેરો કે શિકલ એવો કંઇ જમાઇ શોભે કે? (ત્રણે આપસમાં પીખાય છે.)

અદી—(બાજુએ જઇ અખરોટ રૂમાલમાં કાઢે છે) દાદી એ બધું તેં ધામટ કર્યુંછ. મે કહ્યું તું કે મારા પગમાં રૂમેટીઝમ થયુંછ?

દાદી—એ તો મે તારીપર આભાર કરી પગમાંનું દુખ મોહનામાં મુકયું. ચાલ હવે પાછો અખરોટને મોહનામાં મુકીદે, નહિં તો તારો પાટલો ફુટી જશે.

મનજી—(અદીનો જમણો ગાલ જોઇ) મને લાગેછ હવે તો એમની ડાબી ગમના ગાલમાંનો વાઇ જમણી ગમ ગીયોછ. (આથી અદી ગભરાટમાં અખરોટને બન્ને ગાલમાં નચાવે છે, બધા ધભરાય છે.) ઓઇરે, ઓઇરે, હવે તો બાપા બન્ને ગાલમાં દોડીયા કરે.

દાદી—(પીઠ ઠોકે છે) અરે અરે મુગો મરની (અદી ઠાંસે છે રૂમાલમાં અખરોટ લઇ લે છે) આ ખુદા એ તો ગળી ગીયો.

મનજી—હવે ના ધભરાવો એ હોજરામાં જઇ દોડીયા કરસે.

અદી—(બાજુ) વહાલી પીલાં શું કેહું મને એવું તો ખમવું પડયુંછ કે–

પીલાં—(ફરી જતાં) મને કશું સમજવું કે જાણવું નથી–

**ગાયન.**

**પીલાં—**

જાજરે જોઇ તારી ચાલાકી
બનાવે શું તું મજને? —જાજરે.

ઢંગમાં ને રૂપમાં—એબદસા જેવો
બરીયારે સકાર એના.
છું હું તો ભોલી તું છે મવાલી
ભવ બાળવાને કાજે, માથે કાં પાપ ઓરૂં ?—જાજારે.

[ બહારથી મનીજેહનો ગડબડ કરવાનો અવાજ આવે છે.]

(અંન્દર—કોણુને પુછોછ જી.)

**મનીજેહ**—(અંન્દરથી) હું તો અરદેશર પતંગીયાની બેહેન જીલુ ગોરાણી છેઉંજી.

**દાદી**—અદી તારી બેહેન આવી (અદી ઘભરાય છે).

**હમબઇ**—કેમજી તમે તો કેહતાતા કે મારાં બેહેન આવીજ નહિ શકસે તે ?

[ મનીજેહ ફેશનેબલ ડ્રેસમાં હાથમાં છત્રી, બેગ, ઓવરકોટ વગેરે સાથે દાખલ થાય છે.]

**અદી**—(બાજુ) એતો મનીજેહ દીકરા.

**દાદી**—કમબખતી આવી મારા બાપ.

**હમબઇ**—આ આવોરે વેહવાણુ. અમો તમુને જોઇ ઘણા ખુશી છઇએ; તમે તો લખ્યુંતું કે તમારા બુચાને સહીયડ આયાંછ તે અવાસે નહિ ?

**મનીજેહ**—મેં એમ લખ્યું હતું ખરૂં ? પણ તેને તો હું પોઢાડી આવીછ (મનજીનો હાથ પકડી જોરથી હીલવે છે) કેમ છેવ મારા સોભતા વેહવાઇ ?

**મનજી**—(ધમરાઇ) સારી પેઠેજી, સારી પેઠેજી. તમારી દુવાથી ઘેરબારમાં સર્વે સારી પેઠે છેજી.

**મનીજેહ**—ઘણું સારૂં ? તમારાં મરઘાં બતકાં બકરાં મેંઢા સારી પેઠે હોસેજી ?

**મનજી**—હાજી-હાજી-હાજી (હમબઇને) એ અદીની બેહેન ઘણી બોલકણી ને ભેંસરાઉ લાગેછ જો ?.

**હુમબાઇ**--(અદેખાઇથી) બરેરે એવું બોલવાનું ! તમે મદદ સંભાળજો, ગંગેટાઇ નાં જતા. મુઇ માટીડાઓને જોઇ ઇતરઇ ઇતરઇ જાયછ.

**મનીજેહ**--(છાપટ મારી) કેમ દીકરા અદી ? તારી જીલુ બેહેન આવી ત્યારે મુગો મંતર કાંય ? [અદી ગંગેટાયા કરે છે.]

**અદી**--(બાજુ) એ જેમ નચાવે તેમ નાચીએ જા, સામું ના બોલતો.

**મનીજેહ**--મનજીબા, એતો ગરંધીયો હમેશનોજ એવો શરમાઉ છે જો ? કેમ મારા કલેજાંની કોર ને સાડીની સોર મને કીસ નહિ લેશે ? (ગાલ ખેંચે છે, બળજીહાઇથી કીસ લેવાડે છે ને પોતે લે છે.)

**અદી**--હાજી, લેઉંછજી (કીસ લેતાં બાજુ) આ ઔરત તું અંહી શું કામ આવી ?

**મનીજેહ**--(બાજુ) મારો કીનો લેવા ?

**અદી**--(બાજુ) તું ખારીલી બીલાડી છે.

**મનીજેહ**--(બાજુ) મારાં નખરીયાંથી સંભાળજે.

**મનજી**--આય બીજા ગ્રહસ્થ મી૦ દાદીબા.

**મનીજેહ**--(દાદીનો હાથ ખેંચી) હું એવણને ઘણી સારીપેઠે ઓળખુંછ. એવણને મારાં ગરમ ગરમ પાણીનો સવાદ બરાબર યાદ છે. મરે કેવી મજાહ પડીતીજો ? (હસેછે તેને જોઇ દાદી હસે છે.)

**દાદી**--અદી તું પણ હસી મરની ?

**અદી**--(માંદી મરઘીની કાંની હસે છે) હીઃ હીઃ હીઃ હીઃ.

**મનજી**--આય મારી દીકરી સાથે તો ઓળખાન કરો ? એવણ તમારાં ભવિષનાં ભોજાઇ થસે જો.

**હુમબાઇ**--પીલાં તારી નણુંદને તો ભેટ ?

**પીલાં**--(કલવઇને) હાજી.

**મનીજેહ**--મારી વહાલી ભોજાઇ તારી નણુંદને કીસ નહિ લેસ ? (કીસ લે છે.) (બાજુ) તદન મીણતી પુતળીજ છે જો ?

**અદી**--(દાદીને) જોયું મારી પીલાં પાસે મનીજેહ કેવી ઝાંકી પડેછ ?

**દાદી**--જરા થોભીજાની લાલાજી, મજાહ તો હવે આપરી ઉડવાની બાકી છે.

**મનજી**—તમારો ભઇ અને મારી ગાય દીકરી એ બન્નેનું જોડું કેવું શોભસે જો? બન્ને એકમેકને કંઇ એવાં તો ચાહેછ?

**મનીજેહ**— ધુમ હસે છે) હા હા હા માએરે, હંસતાં હંસતાં હું તો મરી જવસ.

**મનજી**—અદીઆ તારાં બેહેનનાં સલુક કંઇ સમજ પડે!

**દાદી**—એ તો બાવા એમને ઓધેવારે ઉતરતું આવેલું છે..

**મનજી**—જીજુમા તમારા ભઇ તો આજે ઘણી આફતમાંથી બચ્યાં જો?

**હુમબાઇ**—ગઇ રાત્રે અમે અરદેશરના માનમાં ખાણાની પારટી આપીતી પણ એવણુ મદઘ કંઇ એવાં તો પટકઈ પડયાકે અમો આખી રાત એમની વાર જોતાં જોતાં જાગી ગુવાં.

**મનીજેહ**—(ધુમ હસી) હા હા હા હા કેવી મજાહ પડી હસે જો?

**અદી**—(બાજુ) મુગીમર, ઘણું ખરાબ લાગેછ.

**મનજી**—અરે એમનાં ગાલતો ફુલીફાટીને ગાજર જેવાં થએલાં.

**મનીજે**—ત્યારે તો અદી તું કેવો ખુબસુરત લાગો હોસે જો? હા હા હા હા?

**મનજી**—(બાજુ) મને તારી બેહેનનું હા હા હા હા હો હી હી જરા નથી ગમતું જો.

**અદી**—તમો આડા કાન કરી અખારા કરોની. છેક હેદરાબાદથી લાંબી મુસાફરીની થાક અને તેમાં વળી અમારા ખાનદામાં ઉતરી આવેલું હસવાનુ ફીકરૂં જીજું બેહેનને સામટું થઇ આયુંછ.

[એનટોન્યો દાખલ થતાં મનીજેહ તેને છેડે છે.]

**એનટોન્યો**—આઇ લોગ ચલો નાસતા ટેબલપર તઇયાર હએ.

**મનીજેહુ**—ઓ? આય કોણુ? ગોવાનીજ પંજીમનો ગવંડરકે? "હાઉ ડુ યૂ ડુ યોર એકસેલંસી કેપ ઓફ ગુડ હોપ"?

**એનટોન્યો**—(કુદીને પાછો ફરતાં) અરે એ ઓપણુકો કયાં સમજતા હએરે?

**અદી**—એ શું કચુંબર કરી મરોછ? એ તો એવણુનો કુક છે કૂક.

**મનોજેહુ**--કેમ ડીયર બ્રધર તું મારી વાતચીતથી ઘણો અજબ થાય છે કે?

**અદી**—અજબ નહિં પણ તદન નાસીપાસ થયોછ.

**મનીજેહુ**—હું કંઇ સીન કરવા આવી નથી. ફકત પાંચ મિનિટમાં આય વસ્તારાનું સેવટ આવવું જોઇએ, સમજ્યા ભૈયાજી?

**અદી**--(બાજુ) મનીજેહ જે મુગીમર.

**મનજી**--સઘલાં નાસ્તાપર ચાલશોજી?

**મનીજેહુ**--આવીએચજી (બાજુ) ફકત ૪ મિનિટ બાકી છે.

**અદી**—હવે શું કરૂં?

**મનીજેહુ**—આય કાજ વસ્તારૂં ભાંજવું પડશે.

**અદી**—કદી નહિં, તારાથી થાય તે કરી લે જે.

**મનીજેહુ**—(ખુબ હંસતાં) હા હા હા હા મારો ભઈ કંઇ ફની છે ફની? એ માયરે એનાં દરેક બોલ મારાં કલેજાં ઉથલાવી નાખેછ.

**પીલુ**—(બાજુ) માયજી આય બૈરીને જોઇ મારા પેટમાં ફાળ પડેછ.

**હુમબઇ**—બધો વાંક તારા બાપનો છે. મેં આય બલાને તેડવા ના કહ્યું તું.

**મનીજેહુ**—(જરા જરા વારે હસી અદીનાં પાંસરામાં આંગલાં ભોકી બુમ પડાવે છે.) અરવાયારે તમે? આજની સબકતી પનોતી સવાર જેવી સહવારે તમો કોઇ ગાતાંબી નથી? મારાથી તો બા આજની ભલીભલાઇ જોઈ હસી હસી પડાયછ ને ગાવાનું તાન પન છુટેછ.

( સવરાતે સુરજ ભલે ઉગીયાનું ગીત લલકારેછ.
દાદી તેનો ગાયનમાં જવાબ આપે છે.)

**દાદી**—(પીલાંને બાજુએ લઇ જઇ) મીસ પીલાં જોયા તમારાં નણંદ ને ધણીના ધનક?

**પીલાં**—બઃયારે બન્નેનાં સકાર. મને તો બેઉ નથી ગમતાં?

**દાદી**—કાંય નથી ગમતાં? મારા કરતાં તો એ મજેહનો છે?

**પીલાં**—ઓવારૂંરે તમારી સૂરત ઉપરથી [ઓવરણા લઈ બન્ને મચકાઘેછ ને એકેકને પીઠથી અથડી ભચડાય છે. મનીજેહ તેમના કૌતક જોઇ છબરડો કરે છે.]

**મનીજેહુ**—(બતાવી)

શોભેછ આય લયલી ને મજનુંન શું ખૂબ!
જોતાં થાય (અદીને દેખાડી) આંખોમાં, ચિતરીનું દુખઃ

**મનજી**—હવે એવાં ચેડાં હું ઝાઝો વખત ખમી નહિ શકસ.

**હુમબઇ**—એ કોઇ ગ્રહસ્થ માનસને શોભે તેવું નથી.

**મનજી**—જીલુમા હવે આપણુને છુટું પડવું જોઇએ. મારી મા ફરૂં તું તારે ઘેરે બારે સધાવે તો ઘણું સારૂં. આય ઘેરબાર તમારૂંજ છે. મગજ શાંત થાય પછી કોઇ દિવસ આવતાં જતાં મળી જજો. (અદીને બાજુમાં) હવે કોઇબી રીતે એને પટાવી લઇયે બાપુ.

**મનીજેહ**—(ટરેજીક કરીને) છેલ્લી સલામ.

**મનજી**—હા માં છેલ્લી સલામ?

**મનીજેહ**—ખુદા જાણે હવે આપરે પાછાં કદી મલશું કે નહિબી?

**મનજી**—ખુદા પાછા નહિ મેળવે તો સારૂં.

**અદી**—વહાલી બેહેન આય લોકો આપરાથી નારાજ થયાંછ તો કોઇબી રીતે વધુવાર અંહી રહીને એમને નારાજ કરવાં ઠીક નહિ.

**મનીજેહ**—ઓ ત્યારે તો હું કેવી સુખી? મારા વ્હાલા અદી તારી સાથે રેહવામાંજ મારૂં અને મારી સાથે વસવામાં તારૂં સુખ સમાયલું છે. ડીયર ચાલ આપરે સાથે જતે. (અંદર જતાં હાથ હીલવતી બોલતી જાય છે) મારો પડછાયો બની મારી પાછળ આવ! જ્યાં મારૂં રૂહ જાય ત્યાં તું રવાન બનીને પન આવ આવ આવ (જાય છે.)

**અદી**—મનજી શેઠ મારી બેહેનનતું ભેજું હદ બહારની ખુશહાલી, લાંબી મુસાફરી, લાંબા ઉજાગરા, બચ્ચાંની માંદગીથી તદન હલકું થયુંછ.

**મનજી**—જોની બા હું તારૂં દિલ દુખવવા માંગતો નથી, પણુ તારી બેહેન દનપરદન હવે ભેજાં વગરની થઇ જશે તેથી હમણાથીજ કંઇ ઇલાજ કરે તો સારૂં.

**હુમબઇ**—કોઇબી રીતે એને પટાવી લઇ જા મરૂં.

**અદી**—પણ મારાં લગનનું કેમ?

**મનજી**—હવે તો લંબાવવાજ જોઈએ.

**અદી**—(દાદીને બાજુ) આખરે એ ફાવી. નાપાકે કહ્યું તેમ કરી બતાવ્યું, પણ હું જોઇ લેવસ.

**દાદી**—વધારે હાડમાર થવાનું નસીબે લખેલું તે કંઇ જાય?

**એનટોન્યો**—(દોડતો દાખલ થાય છે.) એ શેઠ શેઠ વો બડા બાઇ ઘોરમે ઘુસકે પીરોજબાઇકા સોબ કોપડા કબાટમેસે નીકાલકે ફેંકતા હએ. (અદી ધભરાય છે).

**પીલાં**—માયજી બાવાને કેહવોની એ મુઇ મૅડને તેનો ભઇ અહીંથી દફે થાય તો સારૂં.

**હુમબઇ**—તારા બાવાનીજ સુધબુધ ગુંગ થઇછ તે?

**મનજી**—અનતુન તુમ જા કે ગાડી લાવ, એ દીવાનીકો ઉસમે ડાલકર કીધર ફેંક આવ.

**એનટોન્યો**—અભી ગાડી લાતા સાબ (જાય છે).

**અદી**—તમો લોક ના ધભરાવો. હું મારા બેહેનને ખાનગી મેડ-હાઉસમાં મુંકી આઉંછ. (જાય છે. અંદર ગડબડ સંભળાય છે.)

**પીલાં**—જુઓ માયજી જીનુતો અદીનાં લટીયાં પીખેછ, જુવો તેને કેવો મારેછ? માયરે એને હિસટીરીયા તો નથી થયો?

**દાદી**—એ હીસ્ટીરીયાતું દરદ તો અદીના ઓઘે ઉતરતું આવેલું છે.

[મનીજેહ એક હાથમાં ફ્રેમ કરેલી છબી ને કપડાં બીજા હાથમાં એમ ધસી આવે છે.]

**અદી**—(ખેંચતાણુ કરતાં આવતાં) આખરે તેં કાજ ભાંજયું હવે તો ધરઇ?

**મનીજેહ**—તદન હાશ!: સાહેબજી, મેશર્સ મનજી એન્ડ કુંપની, મારા નેક જાદ અદી ઉ ાર તમારો સદા ચાહ છે તેવો કાયમ રાખજો, ને તેની આય તુફાની બેહેનને યાદ કરજો.

**પીલાં**—બાવા ઓ બાવા. એણે તો મારાં કપડાં ચપડાંની ધૂળ કીધી, હવે શું કરૂં?

**મનજી**—દીકરી તેને મરવાદે તુને બીજી સાડીઓ અપાવસ.

**મનીજેહ**—(ગાય છે–પ્યારા હમારા દે હમે તું આગ્યા જાનેકી).

**મનજી**—(પોતાની ફ્રેમ કીધેલી છબી ખેંચતાં) મારી મા કરૂં એ તો રેહવાદે? એની સાથે ચેડાં ના કાઢ.

**મનીજેહ**—ત્યારે તો તમેજ આય જોતરૂં ઓરવીને ફરો.

[મનીજેહ પીકચરને મનજીના માથાપર વચો વચમાંથી પટકતાં પીકચર ફાટી જાય છે ને ફ્રેમ મનજીનાં ગળામાં ભેળવાઇ જાય છે. બધા પાછળ દોડે છે પીલાં ને દાદી એકમેકને વળગી પડી દોડે છે.]

# અંક ૨ જો—પ્રવેશ ૪ થો.



## સ્થળ—બેહેરામશા બેંકરનાં મકાનનો બહારનો ભાગ.

[ બંગલામાં દાખલ થવા આગમજનો ગાર્ડન માહેલો દેખાવ. બહાર નેતરની ટેબલ ખુરસી, બાજુમાં ડાભીગમ મુકેલી. જમણી તરફથી દાખલ થવાનો રસ્તો પુતલી સારા ડ્રેસમાં દાખલ થાય છે.]

ગાયન.

**પુતલી**—દુખમાં તારે તું જગવાલી
તુને હર ચીજછે બહુ વહાલી.—
તુજ વીણુ જંગલબી નહિ ખાલી
ગુલશનમાં ખુશ હાલી.—
માનવી આસ કરે તુંજ રબની હરદમ
પાર કરે ભવ પલમાં:—

ખુદા જે માઠું કરેછ તે સારાને માટે કરેછ એમ વડીલો કેહેચ તે ખરૂં છે. મારાં અસુખી સંસારનાં વિટંબના આય ઘેરનાં ભલાં લોકોને આસરે આવી રેહેતાં ઓછાં થયાંછ. મારા એક પુરા સુખ—મારા બેટાને સારી કેળવણીનાં ફળ મલે તે માટે હું ખુદાની દરગાહમાં દુવા કરતી હતી તે આય ભલા લોકોએ પુરી પાડીછ.

[દાદીબા અપટુડેટ ડ્રેસમાં આઇ ગલાસ ચઢાવેલા દાખલ થાય છે. પુતલી દાદીને જોઇ ઓળખતાં ધભરાય છે.]

**દાદી**—(વગર ઓળખવે) જુઓની ! મી૦ બેહેરામશા બેંકર ઘેરમાં છે કે ? કેમ બાઇ કોઇ દહાડે મારા જેવા શેહેરી જંટલમેનને જોયો નથી કે ? એમ ધભરાઇ મોહોનું સાનું ભોંપોછ ?

**પુતલી**—હું ધારૂંછ તમો મીસ્તર દાદીબા છેવ ?

**દાદી**—જુઓ આય મારો કાર્ડ. મી૦ બેહેરામશાને આપી કેહવો કે તેમના બેટા શીયાવક્ષ તરફથી હું ખાસ કામ માટે મલવા માંગુંછ

**પુતલી**—મી૦ દાદીબા તમારૂં અંહી કંઇ કામ ? શું તમે મને ઓળખતા નથી ?

**દાદી**--જાની હું તુને સારી પેઠ ઓળખુંછ, ને તું પણ પુરે-પુરા પયછાનેછ તેથી તું ચૂપ રેહેસે તો ઘણું સારૂં.

**પુતલી**--હું આય ભલા ગ્રહસ્થની ફેમીલીમાં નોકરીએ છેઉં. એમનાજ આસરાથી હું સેહેજસાજ સુખ ભોગવતી થઈછ. એઓએ મારા બેટા પીલુને ઑરફ્નેજમાં મુકી કેળવણી આપી તેનું બગડતું ભવિશ્ર સુધારવા માંડીયુંછ.

**દાદી**—જેમ તું અતરે સુખવાસી જીંદગી ભોગવવા પેધા પડીછ તેમ સેવક પણ એજ બેહેરામશાની ગબ્બર ને જબ્બર ઓફીસમાં દાખલ થઇ સુખવાસી થવાનો દાવ માંડેલો છે, તેમાં તું નડતી ના જો.

**પુતલી**--અને તમો પણ મારી આય સુખવાસી જીંદગીમાં હરકત ના કરતા જો?

**દાદી**—ઠીક છે તે માટે વિચાર કરવામાં આવસે. વારૂં તારો નાદરશાહ જેલની જાત્રા પુરી કરી આયો કે?

**પુતલી**—તેવણુ માટે એક હરફ પણ અઠીં ના બોલતા જો, મારો ધણી બંદીખાનામાં સબડેછ એ ખરી હકીકત કેહવાને મારી હિમ્મત ચાલતી નથી.

**દાદી**—એ તો ઘણું સારૂં, ત્યારે જેમ હું તારે માટે અત્રે કંઇ કેહવસ નહિં તેમ મારા થકી તારે કંઇબી ખબર આપવી નહિ, એ યાદ રાખજે?

**પુતલી**—(ફગલીને) આય ભલાં લોકો એટલાં તો ભોલાં છે કે તેમના જેવાને એક નાહનું બચ્ચું પણ સેહેજમાં છેતરી શકસે.

**દાદી**—ઠીક છે આય મારો કાર્ડ આપી આવ. (તે જાય છે) મારા બાપરે? દારૂખાનાની ચીનગારી આય પુતલી અત્રે હાજર છે. હમણા સુધી તો બધું ઠીક ચાલેછ, પણ આય પુતલીપર મને વિશ્વાસ નથી. નાદર છુટો થઇ મળી જાય તો આય હરખાવનારી ખબર મારે આપવી જોઇએ.

[ દાદીબા અંદર જાય છે, બીજી ગમથી જામારપ ધણા ઠેઠરામાં દાખલ થાય છે. માથે લાલ ફેંટો સફેદ ડગલી પાજની ઇજાર ને હાથમાં લાંબુ લીસ્ટ ને ડીંગોલું.]

**જામાસ્પ**—દાદાર તારી મદદ? મારો અજીજ નાદર છ મહીનાની હવાખાવા જેલની જાત્રાએ ગયો એટલે સેવકનું ટટુ કોઇ રીતે ચાલવું જોઇએ, તે થકી આય નવો સોંગ લેવો પડયોછ. એથી તો તરેહવાર ધરમખાતાની ટીપ ઉપજાવી ધરમી સકરમીઓને વેતરતો ફરૂંછ. કોઇ અહીં છે કે બા? (આસપાસ જોઇ) આય બંગલામાં વસતો શેઠીયો એવો તો ગબ્બરને ભોલો છે કે તેને સેહેજમાં નીચવવો બચાંની રમત જેવું છે. (ન્યુજપેપર ઉપાડી તપાસે છે) કોઇ આવે ત્યાં સુધીમાં મારી આજની કમાઇ કારસાજીનો હીસાબ કરીને નુસતો વાંચુ? (નોટ તથા રૂપીયા કાઢી) રૂપીયા ૧૫) મેહેરનોશજીએ, રૂપીયા ૫) રતનજી રમકડાએ, મી૦ ધનજી ધાનદારે રૂ. ૧) એ મુજબ રૂપીયા ૨૧) આજે તો વેતરી ચુકોછ.

[પીઠ ફેરવી ન્યૂજ પેપર વાંચવા ખુરસીપર બેસે છે, નજીર છબકડીમાં ફેરીયાના સામાન સાથે દાખલ થાય છે.]

**નજીર**—આય તેજ બંગલો છે, જ્યાં પેલા ભલા ગ્રહસ્થે પુતલીબાઇને લાવી રાખીછ. પુતલીબાઇ મળી જાય તો કેવું સારૂં? તેવણુ મારેથી ઘણા નારાજ થયાંછ. મે તેમનાં સુખ ખાતરજ નાદીરને પોલીસને હવાલે કીધા. મારો એમાં વાંક હતો, પણ તે કોણનાં સુખ ખાતર?

**પુતલી**—(દાખલ થતાં ઓળખી) કોણ નજીર?

**નજીર**—પુતલીબાઇ મારીપર ગુસ્સે કાંય થાઓછ? મે તમારા સુખને ખાતર એમ કીધુંતું, મને માફ નહિ કરસો? (પુતલી ગુસ્સાથી પીઠ ફેરવે છે) તમુને તમારો ભુંડો ધણી મારફાડ કરી દુઃખ આપનો હતો, ત્યારે તમેજ પીલુને પાસામાં દાબતાં બોલ્યા કે "મારા બેટા હવે આપરા સારૂં મોત શિવાય કોઈ રસ્તો બાકી નથી રહ્યો, તેથી મેં બીજો રસ્તો જોયો. એવા ભુંડાનીસાથે વસી તમો દુખથી ઝુરે ફેજે મરો તે કરતાં ભુંડાને ભુંડાઇને ફેજે પોંહચાડવા મેં તેને પકડાવ્યો; મને માફ કરો.

**પુતલી**--નજીર તું તારી નાદાન અક્કલ મુજબ ચાલ્યો, તેથી તે મને આય કલંક લગાડયો, જેવી ખુદાની મરજી.

**નજીર**--બાઇ હવે તમે અત્રે સુખી તો હસો?

પુતલી--હું સુખી છેઉં પુછેછ? નજીર મને જોઈએ તે કરતાં અંહી ઘણું સુખ ને મનને શાંતિ છે.

નજીર--બાઇ નહાનો બુચો પીલુ કહાં છે?

પુતલી--પીલુને તો આય ભલાં લોકોએ ઓરફ્નેજમાં કેલવણી આપવા રાખીયોછ.

નજીર--ખુદા તમુને સદા એવા હસતાં સુખી રાખે. પન જુઓ હું તમુંને ધભરાવવા નથી ચાહતો, પણ મેં અંહી આસપાસ પેલા બદમાશ જામારપને ભટકતો જોયોછ.

પુતલી--(ધબરઇ) તેં જામારપને જોયો? (જામારપ ચોંકે છે, તેમનીપર નજર રાખવા પેપરના વચમાંથી આંધરૂં પાડી અંદરથી જોય છે.)

નજીર—એ અંહી શામાટે ભટકેછ તેની મને ખબર નથી, પણ એની મતલબ સારી નહિજ હોસે. આય બદમાસથી સંભાળવું જોઇએ.

પુતલી—હું તો ખુદાપર સબર રાખી બેઠીછ, પછી તો મારાં કિસમત!

નજીર—સાહેબજી બાઇ. (બન્ને બે તરફ જાય છે.)

જામારપ--કોઇ સામેથી આવતું જણાયછ.

[જામારપ ફરી પેપર વાંચવા માંડે છે. શીયાક્ષ, નાજાં ને નાદર દાખલ થાય છે. નાદીર સારા પોશાકમાં છે.]

શીયાવક્ષ—'કમ એ લોંગ' નાદીરશા. મારા બાવા સાથે તમુને ઇન્ટ્રોડયૂસ કરવાની મારી ફરજ છે.

નાદીર—મી૦ બેહેરામશાહને મળવા હું નિહાયત ખુશી થવસ.

જામારપ—(બાજુ) મારો દોસ્ત નાદીર છુટો? ચાલ મારા બાપ—ત્યારે બેડોપાર!

નાદીર—મને આવા ડ્રેસ સાથે મલવા માટે આવવા ગમતું નથી.

શીયાવક્ષ--મારા દરેક ભલા દોસ્તને આય ઘેરમાં સદા આવકાર મળે છે, અને. તમે તો મારી જીંદગી બચાવી મારીપર આભાર કીધોછ.

**નાદીર**—એમાં તે મેં શું વાઘ માર્યો? તમે આગળ પાછળ જોયા વગર નભરવશ ચાલતા હતા, ત્યારે મે માત્ર મોટરની અડફટમાંથી બચાવવા તમુને હાથ આપી ઘસડી બાજુ કીધાં એટલુંજની?

**નાજાં**—નાદીરશા જો તમોએ તમારા જીવને જોખમે એવણુને બચાવ્યા નહિ હતે તો મદઇનું હમણાં શું ને શું થઇ જતે!

[પાછળથી જામાસ્પ નાદીરનો ડગલો ખેંચી ઇશારો કરે છે.]

**નાદીર**—( સ્વગત ) જામાસ્પ તું કે? બાઇ જોવ!.

**શીયાવક્ષ**—તમે અમારી સાથે ચાલો.

**નાદીર**—એક મિનિટમાં આઉંછ. મને કદાચ વધારે વખત તમારી સાથે રોકાવું પડશે તેથી હું કોઇ માણુસ પાસે મારા હૉટેલમાં મેસેજ મોકલવાની ગોઠવણુ કરી આય આઉંછ.

**શીયાવક્ષ**—ઘણું સારૂં ચાલ નાજાં તેટલાં તારા કાકાજીને જઇ મલતે ( જાય છે. )

**નાદીર**—જામાસ્પ તું બેસી આંહી શું માથું ફોડેછ?

**જામાસ્પ**—પણુ જેલથી તું કયારે છુટયો? અરે ભુલ્યો, હું એમ પુછ્તો હતો કે તમે હવા ખાઇને કયારે આયા?

**નાદીર**--થોડા દિવસ થયાં, સારી ચાલ ચલણુ, લાયકીને લીધે સેવકતો જલદીજ છુટા થયાછ. તેમાં નસીબે એવું જોર કીધું કે આય શિયાવક્ષ ને તેની "બિટ્રોડેથ વાઇફ" નાજાં સાથે ધાડી દોસ્તી બંધાઈછ. બીલ્લુ તદન સધ્ધર છે, ને એ પોરી પણુ ઘણી ફાંકડી છે, તેમ આય પોરીયો તદન ગાવદી મુવોછ.

[દાદી પાછો દાખલ થાય છે, નાદીરને જોઇ અજબ થાય છે.]

**નાદીર**—કોણુ દાદી? તું અહીં કહાંથી?

**દાદી**—પણુ હું પુછું તું અહીં કહાંથી? ને સાથે લાગો જામાસ્પ શું ડોહવી મરેછ?

[જામાસ્પને દાદી એકમેકના ઉંચા દ્રેસ અજાય-બીથી સામ સામા જોઇ તપાસે છે.]

**જામાસ્પ**--મારા દીકરા એતો ખુદાનીજ કરમ બક્ષેસ છે, કે જયારે જોઇએ ત્યારે આપરી ત્રગડી કોઇ ને કોઇ સંજોગથી સાથેજ

થવાની. હું મારી નેકનામીના કામે અત્રે આયો તેટલાં નાદીર પણ જેલથી છુટી ચેહેલ મેહેલ કરવા અત્રે હાજર થયો, ને સાથે તું ભૂત મામા પણ ફુટી નીકલ્યો.

**દાદી**--હું તો એ બેહેરામશાની ઑફીસમાં કલાર્ક તરીકે જોડાયલો છું.

**નાદીર**—ને હું એ બેહેરામશાના બેટાને મારી જાલની તાલથી હાથ કરવા પેધો પડયોછ?

**જામાસ્પ**—તારી જાલ ને તાલ હવે હવામાં પીઘળી જસે.

**નાદીર**--કેમ વારૂં?

**જામાસ્પ**—હું તો તારી પુતલીની બાબતમાં એક ઘણી ખરાબ ખબર કેહનાર છેઉં.

**નાદીર**—શું પુતલી ગરી ગેઇછ?

**જામાસ્પ**--નહીં, એ તારી ઘેર સોભઇતી તો અત્રે આય લોકો સાથે વસેછ.

**નાદીર**—મુવો છુટો! એ મુંઇતો મારૂં કીધું કારવેલું સઘળું ધૂળ મેલવસે.

**જામાસ્પ**--તું આય પુતલીને અત્રે રેહવાજ નાં દેતો, કોઇ રસ્તે ખરતી કર.

**નાદીર**--(વિચાર કરી) જો હું કેહું તેમ ચાલ, હવે તો મને કદાચ તારી જરૂર પડસે તું અહીંજ કેથે ભમતો રેહજે.

**જામાસ્પ**—હું સમજ્યો.

**નાદીર**--હું આય બાબતનો એકદમ જલ્દી છેડો લાવસ, એ પુતલીને પેહેલાં ઘેરમાંથી દૂર કરસ, મારાં દરેક ધારેલાં કામમાં એ એક અવડ નડતળ સમાન હવે થઇ પડેછ.

**જામાસ્પ**—મારા ગુરૂ તું કહાં ઓછો બાંગડ છે? પવન જોઇ પીઠ આપવામાં તારા જેવો કોણ બહાદર છે?

ગાયન.

**ત્રણે**--પંચી રમતાં છઇએ તદન, ગણીએ નહિં શરમાં શરમ!

**નાદીર**—સુખમાં.

**જામાસ્પ**--ફરીએ.

**દાદી**—રેંહેસી કંઇકનાં.--

**જામાસ્પ**--(દાદીને ધખ્ખો મારી) તૂં ભુખી પુરો, ચીકનો બડો;

**નાદીર**—નાખી જાલ, કરશું તાલ.

**દાદી**—ફસીયા તો થશું કંગાલ.

**નાદીર**--મુજની હાર કદી ન થાય, હાથે ઘણાં થયા સપાટ બીલ્લુઓ!

દાદી } કર શીતાબ પી શરાબ,
જામાસ્પ } થશે ત્યારે કંઇ કામ નવા.

[જામાસ્પ ગજવામાંથી દારૂની ફ્લાસ્ક કાઢી પીએ છે. દાદી ઝુટવી નાદીર સાથે બંગલામાં જાય છે. જામાસ્પ ડીંગેલું ફેરવતો બીજી ગમ જાય છે.]



# અંક ૨ જો—પ્રવેશ ૫ મો.



**સ્થળ—બેહેરામશાનાં મકાનનો એક આલીશાન ભાગ.**

[નાજાં' દાખલ થાય છે. પુતલી બધું ઠીકઠાક કરવામાં રોકાયલી જણાય છે.]

**નાજાં**—(સીડીપરથી ઉતરી આવતાં) પુતલી! પુતલી!

**પુતલી**—શું કેહેવોછ નાજાં માય?

**નાજાં**—તારામાટે હું ખુશીની ખબર લાવીછ. આજે તારો દીકરો પીલુ તુને મળવા આવસે.

**પુતલી**—મારો દીકરો આવવાનો છે? નાજાંમાએ હું તમારા કાકાજી તેમજ તમારી કેટલી આભારી છેઉં!

[પીલુ હાઇકલાસ ડ્રેસમાં દોડતો દાખલ થઇ માયને વળગી પડે છે.]

**પીલુ**—મમાં! મમા!

**પુતલી**--(હરખથી હાથમાં ઉઠાવી) પીલુ મારા દીકરા? મારા કલેજાં? તુને સુખી જોઇ મને કેવું સુખ થાયછ તે ખુદા જાણેછ? (કીસ લઇ) મારા બેટા તું સારીકાંની તો છેની?

**પીલુ**—ઘણીજ સારીકાની મમા ? હવે તો હું ડાહ્યો દીકરો થયોછ જો.

**નાજાં**—પુતલાં તું તારા દીકરાસાથે હવે પેટ ભરીને વાતચીત કરી લેજે.

[નાજાં અંદર જાય છે પુતલી પીલુને ખોલામાં બેસાડે છે.]

**પુતલી**--પીલુ મારા બેટા આય ભલા અને માયાળુ લોકો માટે તું ખુદાપાસે હમેશાં દુવા તનદરેસ્તી માગતો રેહેજે. આપુને આય મળેલું સુખ એમનેજ આભારી છે. (પાછલી યાદથી રડી પડે છે.)

**પીલુ**—મમા તમે કાંય રડોછ ?

**પુતલી**—ખુદા જાને મને શું થાયછ ? ( પીલુને પેટમાં દાબે છે) આજે મને ઘણી બેચેની ઉપજેછ. (સ્વગત) ખુદાએ આય ભલાં લોકના આસરામાં રાખી અમુને જે સુખ આપ્યુંછ તે રખે કોઇ પાછું છીનવી દુઃખની ગારમાં નાખે એવો મને કંઈ ધસકો પડેછ.

**પીલુ**---મમા હવે તમે ફીકર ના કરો, હું સ્કુલમાં ભણીને ઘણો ડાહ્યો થઇ તમુને ઘણુ સુખ આપસ.

**પુતલી**—ઓ હારે મરૂં મારા દીકરા, તું સદા ભલો નીવડસે મરૂં. ખુદા મારા દીકરાની એ વાણી સ-વાણી થાય ? [ હાથ જોડે છે ને બન્ને અંદર જાય છે, બહારથી બેહેરામશાહ સાથે શીયાલક્ષ, નાદીર ને દાદીબા આવતા નજરે પડે છે.]

**બેહેરામશા**—મી૦ નાદીરશા તમુને જોઇ હું ઘણો ખુશી છેઉં આય મારૂં ઘેર તમારૂંજ સમજી રેહેશો.

**શીયાવક્ષ**—બાવાજી મને જયારથી મી૦ નાદીરશા સાથે દોસ્તી પડીછ ત્યારથી મને એવણુની કંપનીમાં ઘણું સોહવાયુંછ અને મારી નાજાં તો એવણુ ઉપર દીવાનીજ થઇછ.

**બેહેરામશાહ**--એવણુની તેવી લાયકી હોવી જોઇએ. (નાદીરને) તમુને ખબર તો હોસે ? મારા બેટા સાથે આય મારી ભત્રીજી નાજાંનાં હવે જલદી લગન થનાર છે.

**નાદીર**—શીયાવક્ષનાં આવાં ખુશ કિસમત માટે હું ઘણો અદેખો છેઉં.

**નાજાં**—(દાખલ થઇ) કાકાજી તમો બધાં ઓળખાન પીછાન કરી પરવારી ગયાં કે?

**નાદીર**—મીસ નાજાં માઍ, અમો કેવાંક પુરાણા દોસ્તો હોઇએ તેમ હવે એકમેક સાથે હળીમળી ગીયાંછ.

**નાજાં**—કાકાજી આપરી પુતલીનો દીકરો પીલુ આજે સ્કુલમાંથી રજાપર આવવાથી તે ઘણીજ હરખાઇ ગેઇછ.

**નાદીર**—(ઢોંગથી) એ પુતલી કોણ?

**બેહેરામશા**—એ છોકરીને અમારે ત્યાં કારભારણ તરીકે થોડા માસ થયાં નોકરીએ રાખીછ.

**નાજાં**—કાકાજી પુતલી કંઇ ચાકરડી જેવી નથીજને?

**બેહેરામશા**—ગમે તેમ હોય પણ પુતલી માટે સારૂંજ થયુંછ એ બાઇ બતંગ હાલતમાં રખડતી હોવાથી મે તેના અને તેના બચ્ચાંપર દયા લાવી મારે ત્યાં રાખીછ.

**નાદીર**—એમ છે કે? ત્યારે તો આવી બતંગ હાલતમાં રખડતી છોકરીની ચાલચલણ કંઇક શકભરી હોવી જોઇએ.

**બેહેરામશા**—તેણીની ચાલચલણની મે પુરતી ખાતરી કરીનેજ મદદ આપીછ.

**નાજાં**—એ તો એક સારા ખાનદાનમાં ઉઘરેલી છોકરી ભુંડા બદમાસ ધણીને પનલે પડવાથી આવી કંગાલ હાલતે પુગીછ. નહિ તો તે કંઈ અમારે ત્યાં કદીપણ નોકરીએ નહિ રેહતે.

**દાદી**—(બાજુ) પણ મારા આય વીટીપરનાં નંગને મનસે તો પુતલી તો બલાજ હતીની?

**નાદીર**—ત્યારે તો આવી નમુનેદાર છોકરીને જોવા હું ઘણો ખુશી થવસ.

[ બધા વાતમાં પડે છે. નાદીર બેહેરામશાને દાદી વાત કરે છે. નાજાં ચંગ વજાડતાં પુતલી દાખલ થાય છે.]

**પુતલી**—નાજાંમાએ તમે મને તેડીછ? (નાદીર બારી નજરે જોયછે. દાદી આંખ મારે છે.)

**નાજાં**—હા પુતલાં. મારી ભરવાની બાસકીટ જરા લેતી આવ, ને તેં મારી અધુરી કોર ભરીને પુરી કીધી હોય તો બતાવવા લેતી આવ.

**પુતલી**—વારૂંજી. (પુતલી નીચી નજરે આવી નીચી નજરે ચાલી જાય છે.)

**બેહેરામશા**—દાદીબા, મે સાંભળીયુંછ તમે લગન કરવાનાં છેવ?

**દાદી**—હાજી. થોડા વખતમાં ડલ્લાવાલું સાસરૂં મલવાની આશા છે.

**બેહેરામશા**—એમ કે? ત્યારે તો તમે બૈરીને વેચાઇ તેના પૈસે તવંગર થવા માંગોછ કે?

**દાદી**—કાઇબી સુરતે પૈસાવાલું થવું એ મારો 'મૉટો' છે, અને મારા જાની દોસ્ત નાદીર પણ મારીજ ભુરના છે. પણ નસીબનાં તદન સાણુ સુકાલીયા છે.

**નાદીર**—દાદી હવે ઘણું થયું.

[ નાદીર દાદીને દાબે છે. પુતલી બાસ્કીટને કોર લાવે છે.]

**પુતલી**—નાજાંમાએ આય તમારી બાસ્કીટ ને કોર.

[બતલાવવા જતાં નાદીરપર નજર પડે છે ચોંકે છે, કે જેથી કોર આખી હાથમાંથી સરી પડે છે.]

**પુતલી**—(ઘભરઇ બાજુ) મારા ખુદા! એ તો નાદીરશા?

**નાજાં**—પુતલી શું છે ઘબરાયછ કાંય?

**પુતલી**—કંઇ નથી બાઇ. હૂં હૂં હૂં (કોર ઉપાડી ઘડી કરવા મંડી જાય છે.)

**નાદીર**—(થંડેપણે) આયજ તમારાં નમુનેદાર કારભારન કે?

**શીયાવક્ષ**—કેમ તમે જોઈ રાજી થયાં?

**નાદીર**—એને જોઈ હું ઘણોજ ખુશી થયોછ. એવણને મેં લાંબા વખતપર એના બાપનીસાથે વસતી એક ગામડામાં જોઇતી.

**પુતલી**—(ઘભરઇ મનસે) મારા બાવા સાથે?

**નાદીર**—કેમ દાદીબા! પેલો બુર્જોર્ગ ગામડીઓ, જામાસજીબા આય છોકરીપર કેટલો બધો મરી પીટતો હતો, પણ નસીબ તેના.

**દાદી**—હારે યાર. હું તો તેનો બાપીકો પ્યાર જોઈ દંગજ થઇ જતો તો.

**પુતલી**—( સ્વગત ) ખુદા મને બચાવજે. આય ઘેરમાં એવણ કોણ જાણે શા માટે દાખલ થયા હોસે? ( જાય છે.)

**બેહેરામશા**—નાદીરશા, અમુને ખુલાસાથી ખંખારીને કેહવો તો સારૂં આય છોકરીને તમે ઓળખોછ કે?

**નાદીર**—ગયા દશ વર્ષપર જયારે હું શેકાર કરવા મારા દોસ્ત તેનું નામ શું જે? (યાદ કરવાનાં ઢોંગ કરે છે.)

**દાદી**—(યાદ આપતાં) નવાબ નફ્ટ જંગ સાથેની?

**નાદીર**—હા હા નફ્ટ જંગ સાથે ફરતો હતો, ત્યારે બેચાર વખત આય છોકરીને તેના બુઢા બાપ સાથે મે જોઇતી. તે વખતે તો આય છોકરી ઘણીજ દેખાવલી ને ગામડામાં ચલકતી ચાંદન તરીકે ઓળખાતી હતી. એમના ખાનદાનમાં ઓધે ઉતરતું એક ઘેલાપણું હતું, અને તેની ભોગ આય છોકરી પણ થએલી જણાયછ.

**બેહેરામશા**—(ચોંકીને) એ શું કેહવોછબા?

**નાદીર**—માએ તરફના ખાનદાનથીજ તે ઉતરતું આયુંછ એમ બોલાતું તું. હવે લંબાણ વાતમાં કંઇ સાર નથી, પણ પેલા ગરીબ બુઢા બાપનું હૈયું ભાંજી આય છોકરી ઘણા વખતની ચાલી ગએલી છે એમ બોલાતું હતું.

**નાજાં**—હું એ વાત કદી માની શકતી નથી.

**બેહેરામશા**—પણ એ છોકરી કેહછ કે તેના સગાં વહાલાં કોઇ હઇઆતજ નથી. ફકત પોતાનાં ભુડાં ધણી વીશેની ખબર આપવા ના પાડેછ.

**નાદીર**—હોય શું કે બોલે? કેમ દાદીબા ખરૂંની?

**દાદી**—હારે હા એમાં શકબી શું? (બાજુ) મારો વહાલો બડો મવાલીનો મવાલી છે.

**બેહેરામશા**—ફકત એના બદમાશ ધણીની સખત સતાવણી અને નીરદયતાને લીધે એ મારો આસરો માંગતી આવી, તેથી મેં રાખી, બાકી એવી રખડતીને હું મારા 'ફેમીલી હાઉસ'માં કદીબી નહિ રાખું.

**નાદીર**—હવે એ વાત ભુલી જાવ. મારૂં માનોતો આવી નિરાધાર બેચાર ઉપર સખતઇથી ના વરતતા.

**દાદી**—(બાજુ) શું દયાનો ભંડાર મુવોછ?

**શીયાવક્ષ**--એ વાત જવા દેવ, આપરે જરા બગીચામાં ફરી હરી બીજી કોઇ વાતચીત કરશું (જાય છે.)

**નાદીર**—મીસ નાજાંમાએ તમે આવસોની ?

**નાજાં**--હું કાકાજી સાથે વાત કરીને ઓય આઉંછ.

**નાદીર**—(બાજુ લઇ જઇ) દાદી જો બહાર જઇ પેલો જામાસ્પ કેથે ફરતો હોસે તો તેને મારે નામે જઇ કેહ કે તારી દીકરીને અહીંથી એકદમ ઉપાડી જવાની તાલ કર, સમજ્યો ?

**દાદી**—યાને પુતલીને જામાસ્પ સાબુ સુકાલીયાની દીકરી ઠોકી બેસાડવીછ એમની ?

**નાદીર**—હા હા (બન્ને જાય છે.)

**નાજાં**--કાકાજી તમે પુતલી ઉપર ગુસ્સે તો નથી થયાની ?

**બેહેરામશા**--ગુસ્સે નથી થયો દીકરી, પન મને આવી ચાલની છોકરી આપરા ઘેરમાં રેહે તે પસંદ નથી. પોતાના બુઢા બાપને માટે એ આપરી પાસે એક સુખન પણ બોલી નથી.

**નાજાં**—આપરે સમજાવી પટાવી પુછસું તો તે જરૂર આપુને ખરૂં કેહેસે હવે કાકાજી આપરે પન ફરવા જઇએ.

[બન્ને જાય છે. પુતલી ઘભરાતી ડેડાવ ભરી રીતે આસપાસ જોતી દાખલ થાય છે]

**પુતલી**—હવે તો મને એની સાથે મલી ખુલાસો કરવો જોઇએ. નહીં તો જેણે મારો સંસાર અસુખો કીધો તે ધણી મને અહીં કદી સુખે ટુકડો ખાવા પણ દેશે નહિં. (સામે જોઇ) એ અહીંજ આવેછ. એમની મતલબ શું છે તે હવે હું જાણી શકસ. (નાદીર દાખલ થાય છે.)

**નાદીર**—પુતલાં મને ફરી કદી જીવતો જોશે નહીં એમ તેં ધાર્યું હતું કે ! જો હવે મારૂં માને તો તું આય ઘેરમાંથી જલ્દી ચાલતી પકડ.

**પુતલી**—આય ઘેર કાંય છોડી જાઉં ? એ કદી નહિ બનશે.

**નાદીર**--સીધે સીધી આબરૂ ઇજ્જતમાં આય ઘેર છોડી જસે તો સારૂં નહિં તો મારી સાથે કામ છે તે જાણેછ ની ?

**પુતલી**—નાદરશા હું આય મારાં ને મારાં બચ્ચાંની રોજી રજકનું ઘેર કદી મરતાં છોડવાની નથી.

**નાદીર**—(દિલપર ધસી જઇ) હું કેહુંછ તેમ ચાલ, નહિ તો ટોટો ભચડી નાખસ.

**પુતલી**—નાદીર તેં તો આજે દસ દસ વરસ થયાં મને બધી રીતે દુખી કરી કંગાલ બનાવીછ. આ ભલાં લોકોની દયાથી હું તેમની નોકરી મેળવી મારા બચ્ચાંને કોઈ રીતે ભણાવી ગણાવી તેનું ભવિષ સુધારવા અહીં વહીતરૂં કરૂંછ, તેમાં હું મારૂં બેહેસ્તનું સુખ સમજુંછ, એવા ભલા લોકના આસરામાંથી મને ના રવડાવ. મારા ખાતર નહિં તો તારા બચ્ચાંને ખાતર દયાકર.

**નાદીર**—આય તારા ઔરત ચરિતરની અસર મારીપર સેહેજબી થનાર નથી. અને આવું હાથ આવેલું સધ્ધર બીલ્લુ હું તારી નડતળથી ખોઇ બેસવા કરતાં તુને દુર કરવામાંજ સલામતી જોઉંછ.

**પુતલી**—તમે તમારી બદમાશીથી મને દુખી કીધીછ, તેમ કંઇકોને કંગાલ બનાવ્યાંછ અને હવે રહી રહીને આય ભલાં લોકોને ઘેરી તમારી બુરી મતલબ સાંધવા માંગોછ? તેમાં હું કદી ફાવવા દેવાંની નથી.

**નાદીર**—(કરડાઇથી) તેથીજ હું તુને અત્રેથી અફેદફે કરવા માંગુછ, નહિ તો મારાં આંગલાં તારૂં ગળું ચપટાવતાં હવે તો કદી આગળ પાછળ જોશે નહિ.

[આંગલાં ગળાંપર દાબવા ધસે છે, પુતલી બચાવ કરે છે, તેટલાં દાદી, શીયાવક્ષ, નાજાં, બેહેરામશા દાખલ થાય છે.]

**શીયાવક્ષ**—ઓહો નાદીરશાહ? તમે તમારી જુની ઓળખાણુ પીછાન તાજી કીધી કે?

**નાદર**—હું પુતલીબઇ સાથે સેહેજ વાત કરતો તો, કે કોઇબી સુરતે હવે એ ગઇ ગુજરી ભુલી જઇ પોતાના બુઢા બાપની મારી ચાહવા કંઇક કાગળ લખી ફરી પોતાને ઘેરબારે જઇ ઘેરીતી બારીતી થાય તો સારૂં.

**પુતલી**--મારા બાપ આય દુનિયામાં હૈયાતજ નથી. એવણ જે બોલેછ તે તદન જુઠું છે.

[અંદરથી જામાસ્પનો અવાજ આવે છે.]

**જામાસ્પ**—અરે હું પુતલીનો બાપ જીવતો જાગતો છેઉં, મને મારી દીકરીને કોઇ મેળવી આપો ! (જામાસ્પ દાખલ થતાં બેહેરામશાને પોતાનો કાર્ડ આપવા હાથ લાંબો કરતો આવે છે. પુતલી આ નવી બાજુથી હેબતી જાય છે.) આય મારો વિઝીટીંગ કાર્ડ (બાજુ એ આંખ મારે છે) અરે મારા બાપ મારી ભુંડી પણ ભલી બેટીની શોધમાં ધકેલાં ખાતાં ખાતાં મારા આય હાલ અવતાર થયાં, ત્યારે તમારા ઘેરનો પત્તો લાગો, ત્યારેજ મેં જાણયું કે અહીંજ તે છે ( દાદીને બાજુમાં કોણી મારી ) જોતો જા, જોતો જા, મારી સીફત જોતો જા.

**નાદીર**--જામાસજીબાવા, એ તમારી સપુત બેટી આય રહી.

**જામાસ્પ**—(બન્ને હાથો પોહળા કરી ભેટવા ધસેછ) ઓ મારી દીકરી પુતલાં ઓ હું તુને જોયા વગર કેવો ઘેલો દીવાનો થયો તો જો!.

**પુતલી**– (દૂરથી હાથ કરી લાંબો રાખે છે) મને ના અડકતા, મારાથી દૂર ઉભા રેહેજો. (બધા તરફ કરી) નાજાંમાય આય શખ્સને સારી પેઠે ઓળખુંછ ? બુરામાં બુરૂં કામ કરવામાં આય સહુથી બદમાશ છે. મને તમારા ઘેરમાંથી સદાબરી દૂર કરવા આય 'પલૉટ' રચાયોછ, હું તદન નિરદોશ છેઉં. શેઠ હું તમારી દયાપર છેઉં.

**નાદીર**—અમારા જેવા ગ્રહસ્થ માણુસ કદીપણ તુંબડાં અથડાવી કોઇને લડાવી મારતા નથી એ જાણવું જોઇએ.

**બેહેરામશા**—પુતલાં એ શું ખરૂં છે? તેં તારા બાપની હસ્તી છુપાવા શું મને નથી છેતર્યો ?

**નાજાં**—( દિલસોજીથી પટાવી) પુતલાં ખરૂં બોલ !

**પુતલી**—તમે મારૂં માનતા નથી ? તમો આય તુરંગમાંથી છુટી આવેલા બદમાશોનું જુઠાણું ખરૂં માનોછ ? જો હું પુરવાર કરવા ચાહું તો મારીપાસે ઘની સાબેતી બાકી છે.

**બેહેરામશા**—તારૂં હું શું માનું ! તેં હમુને ઠગીયાછ એ ખરૂં; તારા જેવી છોકરીને મારા ફેમીલી હાઉસમાં હું વધુવાર જોઇ શકીસ નહિં.

**નાજાં**--કાકાજી એમ ના બોલો. એનાં બોલવાપરથી તેમ ચેહેરાપરથી પુતલી નિરદોશ લાગેછ. એને હું જવા નહિ દેવસ.

**બેહેરામશા**—દીકરા તું મુગી બેસ. આપરા જેવાઓને છાજતુંજ હું કરૂંછ.

**શીયાવક્ષ**--બાવાજી મારૂં માનસો ?

**બેહેરામશા**—તમો બધ મુગા બેસો ? પુતલાં મારાથી બનશે તેટલી તુને મદદ કરસ, પણ તુંને મારૂં ઘેર છોડવુ પડશે, તેમ હું આય ગ્રહસ્થોને અરજ કરૂંછ કે તેઓએ પણ અત્રેથી ચાલી જવું.

**પુતલી**—વારૂં શેઠ, પણ મારા બચ્ચાં ખાતર તો દયા કરો ? (વિચાર કરી મક્કમ ઠેડાવપર આવે છે.) જવા દેવો ? હું મારી આગલી કંગાલીયતમાંથી રખડતી રઝડતી જે અતરે આવી સુખમાં વસી હતી, ત્યાંથી હવે ફરી મારી આગલી કંગાલીયતમાં જઇ પડી મારૂં ને મારાં બચ્ચાનું સિવી સાંધીને પેટ ભરસ. તમો સઘલાં મારી સામે થયાંછ! ખુદા પણ મને ભુલી બેઠાછ ? પણ કોઇ દિવસે શેઠ તમારી ખાતરી થસે કે પુતલીએ તમો લોકને કોઇ પણ દિવસે પોતાના ખિયાલ, બોલ યા કામથી કદી ઠગી નહોતી ?

**નાજાં**—પુતલી તું ના જતી; કાકાજી હું એનું સઘળું માનુંછ, એ જે બોલેછ તે તદન નિર્દોશતાથી બોલેછ ? એના બોલવામાં જરાબી ઠગાઇ નથી.

**નાદીર**—નાજાંમાએ, એની બનાવટી વાત ને કાકલુદી ચરિતરથી તમો અંજાઇ ગએલા લાગોછ, એ તદન જુઠી છે.

**નાજાં**—તમારા કરતાં એના બોલવામાં મને સચ્ચાઇ જણુએછ.

**નાદીર**—બેહેરામશા શેઠ એક જંટલમૅન તરીકે હું તમુને ખાતરી આપુંછ કે—

**બેહેરામશા**—ચૂપ બેસો ? પુતલાં મને તારી ને નાદીરશાની વાતમાં કંઇ ભેદ લાગેછ. તું આય શખ્સને મળી તે આગમજ એ કોણ હુતો તે તું જાણેછ ?

**પુતલી**—તમો મારૂં માનતા નથી. પણ મારા નિરદોશ બચ્ચાની જબાનીથી બોલવા દેવો? તે તો માનસો? (અંદર જોઇ) દીકરા પીલા—પીલાં.

**પીલું**—(દોડી આવી) મમા મમા શું કેહેવોછજી?

**પુતલી**—(પાસામાં લઇ) મારા કલેજાં. ખરૂં બોલ એવણ (નાદરને બતાવી) કોણ છે?

**પીલું**—(આંગલી બતાવી) એવણ મારા બાવા થય?

**નાદીર**—(નાસીપાસ થતાં) એ નાપાક દુકતો વચમાં કહાંથી નડયો?

[પીલુ માયના પાસામાં ભરાઇ ડરથી નાદર ગમ જોય છે. નાદીર, જામારપ, દાદી બાજીમાં હારતાં ચીરડાય છે. બેહેરામશાહ સર્વેને બહારનો રસ્તો બતલાવે છે.]

( ટેબલો )



અંક ૨ જો સમાપ્ત.



# અંક ૩ જો-પ્રવેશ ૧ લો.



## સ્થળ-કરૉફર્ડ મારકીટ પાસના રસ્તાનો દેખાવ.

[ બેજન અપ ટુ ડેટ ડ્રેસમાં ફરતો જણાય છે ]

**બેજન**—આ ગુલજાર મુંબઇ શેહેરમાં બધેબધ ફરી વલીયો. મસ મોટી ઘાસની ગંજીમાં સોયની કાની હું અંહીતહીં ડગમગતો ફરૂંછ, પણ ફકત એકજ વખત જો મારી ચાહેલી પુતલીનો ચેહેરો જોવા મલે તો મારો આય વખતનો ફેરો સફલ થયલો ગણી ખુશહાલ જીગરે પાછો ગામ ફરતે. હવે તો તે મોટે ઘેરે પરણી મોટાંબાઇ લોગ થઇ ગયાં હોસે? પણ હું તો જનમથીજ બદનસીબ પેદા પડીયોછ (ફરી થોભી વિચાર કરતાં) અગાઉ જે બળતા પ્યારથી પુતલીને ચાહતો હતો તેટલાજ વહાલથી આજે તેના નામને ચાહી, તેનીજ યાદમાં ભટકતો ફરૂંછ. ખુદા મને માફ કરે! પણ હું શું કરૂં? મારા મનપર મને કાબુ નથી! તે બીજાની પરણેતર થઇછ? ત્યાં તે સુખી હોસે, અને હું પ્યારથી તેનો ખ્યાલ કરૂંછ? નહિ નહિ મને આવો ખ્યાલ પણ કરવો ઘટતો નથી.

[ જામાસ્પ ભપકાદાર ડ્રેસમાં દાખલ થાય છે. ]

**જામાસ્પ**—(જોઇ) એ કોણ બેજનજી બા કે? હું ભૂલતો નથી કરતો? (ધારી ધારીને તપાસે છે) એજ જો બેજન હોય તો મારે હાથ સારો શેકાર આવેલો કેહવાય. (જાહેર) મારા મેહેરબાન શેઠ?

**બેજન**—કેમ સાહેબ શું કેહવોછ? હું તમુને બીલકુલ પીછાનતો નથી.

**જામાસ્પ**—મને તમે નથી પીછાનતા? કહાંથી ઓળખો બા? ગામ છોડવાને દસ વરસ થઇ ગીયાં, હું તમારો ગામ પડોસી જામાસ્પ જંબુસરીયો.

**બેજન**—કોણ જામાસ્પ? (શેકહેન્ડ જોશથી કરી બુમ પડાવે છે) હો હો હો યાર તમે તો કોઇ મોટાં લોક થઇ ગએલા લાગોછ?

**જામાસ્પ**—( ડોલ ઘાલી ) માણુસ જનમ્યા પછી જીવે ત્યાં સુધી તેને જેમ દરજજે બદરજજે જુવાની અને ઘડપણ આવે, તેમ તેમ તેની હાલત પણ બદલાઇ જાયછ. તેમ સેવક હાલમાં તો આય (કાર્ડ આપતાં) દરજ્જેનાં નામચીન મુંબઇમાં મશહૂર વિદ્વાન ગણાયછ.

**બેજન**—(વાંચે છે) જામાસજી જમશેદજી જંબુસરીયા E. J. C. S. એટલે બા ?

**જામાસ્પ**—યાને ઇરાનીયાન જરથોસ્તી કોનફરન્સ સમાચાર એડીટર ! સમજ્યા ?

**બેજન**—અરે વાહ ત્યારે તો તમે ઘણાં આગેવાન લોકોની સંઘમાં દાખલ થએલા દેખું.

**જામાસ્પ**—હાલમાં આપણાં હઇયાત જરથોસ્તી ફીરકારનું જનરેશન આગલા યાને મૈયત વડવાઓ ઘણા ઘણા ઓડાણી ભોટમામા ઉતા, તેથી તેમની હાલની હૈયાત જનરેશનને કેળવીને લાહેર કરવાં, યાને તેમના બાપદાના આચાર વિચારને દફન કરી હાલનાં સુધારાનું કફન તેમની હાલતપર ઓઢાડવાનું મારૂં કામ છે.

**બેજન**—ઓહોહો ! તમારા વીદવાનોની ભાષા તો બા મારા જેવા ગામડીયો બરાબર સમજી નહિ શકે જો ? છતાં તમારાં આય સોજજાં કપડાં જોઇ ઘણો ખુશી છેઉં, કેમકે તમે સુખી સુખીયારા તો હોસો ?

**જામાસ્પ**—તેમાં શકજ કેવો ? હવે તો બન્દા વેજીટેરીયન, દારૂનિશેધક, જરાન કમીટી, ફુસરી સાલ મંડળ વગેરે વગેરેનાં આગેવાન મંડળીના મેમબર થવાથી ખાવાની કે પીવાની પણ ફુરસદ મલતી નથી.

**બેજન**—(જોરથી પીઠ ઠોકી) ઘણું સારૂં, ઘણુંજ સારૂં. છતાં ૧૦ વર્ષ પછી આજે જયારે મને મલ્યાછ તો બે ઘોટ મારી સાથે છાંટો પાણી લઇ આગલી પાછલી વાતતો કરીએ ?

**જામાસ્પ**—(કમ કમી) દારૂ ? ચ—ચ—ચ—હવે તો દારૂનાં નામથીજ સુગ ભરાયછ પણ કંઇ નહિ ! તમારા જેવા ભલા દોસ્તને ખાતર દુરથી એસી વાત કરસ. ભલે તમે પીજો ને પીવાડજો.

[બન્ને જાય છે. નાદીર શીયાવક્ષ દાખલ થાય છે.]

**નાદીર**—ચાલ ચાલ શીયાવક્ષ એમ હીચકારો, બાયલોનાથા. ખુદ તારા બાપનું નામ તું ચેક ઉપર લખે તેમાં ખોટું શું થવાનું ?

તે તારો બાપ અને તું તેનો બેટો ! તેણે સહી કીધી કે તેં કીધી બધું સરખુંજ.

શીયાવક્ષ—એતો 'ફૅારજરી' કહેવાય ?

નાદીર--(પટાવતાં) મારા વહાલા દોસ્ત, તું ફોકટમાં ધભરાયછ, ચેકો તો મારી પાસે સહી કીધેલા મોજુદ છે, ચાલ ડાહયો થઈને આપી દે જોઉં ?

શીયાવક્ષ—વારૂં પણ મારી સહી કીધેલી 'ઑન ડીમાન્ડ' ચીઠી કહાં છે ?

નાદીર—જેની તે તો જામાસ્પ પાસે સલામત છે. તું ચેક આપી દે, હું સહવારે અગીયાર વાગે વટાવી લેવસ, તે આગમજ તારી ચીઠી તુંને મળી જશે, પછી મારૂં લેણું નહિં ને તારૂં દેણું નહિ.

શીયાવક્ષ—(ચેક ૧ ફાડી આપે છે) જો નાદીર મને ઘણી બીક લાગેછ એમાંથી બુરૂં પરીણામ આવશે.

નાદીર—(ઝુંટવી લઇ) તું મરદ બનીને બાયલો ના થા. આય પઇસાથી આપરે મજાહ કરસું. ચાલ હવે જરા બારમાં જઇ વ્હિસ્કી સોડા પીને આ બધી બિહીક ધસક ભૂલીજા.

શીયાવક્ષ--ભુલી જાઉં ? હું પુચ્છુંછ કે મેં પાપમાં પેહેલું પગલું નહિ ભર્યું હતે ? તો આજે મારી આવી હાલત નહી થતે.

[નાદીર સાથે શીયાવક્ષ કચવાતો જાય છે. બેજન હસતો દાખલ થાય છે.]

બેજન--હં, હં, હં, કમબખત ટેમપરન્સ સોસાયટીનો મેમ્બર કેવો ચીકાર થઇ ગીયો ? મારો વહાલો મારી સાથે એક ટમલર પીતાં બીજા પાંચ પી ગીયો ને ટેં થઇ લાંબો થઇ પડયોછ. ઘણોજ ભુલકણો, મે પચાસની નોટ આપી તો તેની ચેન્જ આપતાં પણ ભુલી ગીયો. અરે એ તો કેહતો તો કે પુતલી હવે મોટાં ઘેરની બાઇ થઇછ. અરે મને જો એ એક વખતે પુતલી સાથે મેળવી આપતે તો એને ૧૦૦ રૂપીયા જરૂર આપતે. (નાદીર દાખલ થાય છે.)

નાદીર--(સ્વગત) આખરે એ પોર્યો મારા કબજામાં સદાબરો કરયો ખરો ? હવે તો એને મારા અંગુઠા તળે રાખી બુઢા બેહેરામને એવો નીચવસ કે તે મને મરતાં સુધી યાદ કરસે.

**બેજન**—વૅલ મી૦ નાદીરશા તમેજની ?

**નાદીર**—(સ્વગત) પુતલીનો આગલો આશક ?

**બેજન**—કેમ શેઠ મને ઓળખતા નથી કે ? શેકહેન્ડ નહિં કરશો ?

**નાદીર**—તમેજ મી૦ બેજનજી કે ?

**બેજન**—હા હુંજ તે બેજન ? કેમ પુતલી કેમ છે ?

**નાદીરશા**—મારી બૈરી માટે પુછોછો કે ? તેવણ ઘણીજ સારી તંદરોસ્તીમાં છે.

**બેજન**—(હરખથી) તેમને સુખા તનદરોરત સાંભળી હું ઘણોજ ખુશી થયોછ. વારૂં પણ કંઇ છોકરાં છઇયાં થયાછ કે ?

**નાદીર**—ખુદાની બક્ષેસથી એક પુરૂં વહાલું ફરજંદ છે. મારો વહાલો બેટો હાલમાં ઘણીજ ઉંચી કેલવણી લેછ ! (સ્વગત) ગજવાં વેતરવાની.

**બેજન**—(ગંગેટાતાં) વારૂં મીસ્તર જો મને-તમો ઘણો અસભ્ય નહિં ગણો તો પુતલીબાઇને એક વખત મલવાની રજા આપશો ?

**નાદીર**—હું ઘણો ઘણોજ દલગીર છેઉં. કેમકે હમણા થોડા દહાડા થયાં મારાં સગાંઓ સાથે પુતલી કેશમીર તરફ હવા ફેરફાર થકી સેહેલગાહે ગઇછ.

**બેજન**—એતો મારી કમનસીબી કેહવાય ? પણ કોઇ બીજી વખતે મલસું. મારી તરફથી પુતલીને ઘણી ઘણી દુવા સલામ કેહેજો. તમારી આવી સારી હાલતને લીધે પુતલીને દરેક સુખ મલતું માની હું ઘણોજ ખુશી થયોછ. પણ એક જુના વખાણનાર દોસ્તની યાદગારી તરીકે તેમના બેટામાટે હું નજીવી નવાજેશ કરૂંછ તો તે સ્વિકારી મને આભારી કરસો ! (નોટ આપતાં) આય રૂપીયા ૨૦૦ માંથી તમુને ગમે તે ચીજ ખરીદી તમારા તરફથી ભેટ આપતા હોવ તેમ જરૂર આપસો. મારી આય નજીવી ભેટથી પુતલાં એક પળ પણ મારી યાદ કરસે તો હું ઘણો ખુશી થવસ !

**નાદીર**—(લેતાં) બેફીકર રહો તે થકી હું વચન આપુંછ.

**બેજન**—ભલી પુતલી સાથનાં તમારાં સુખી સંસારમાં ખુદા તમુને સુખી રાખે એ મારી દુવા છે. સાહેબજી.

**નાદીર**--(જતાં જતાં) સાહેબજી. ઉલ્લુ પોતાનેજ હાથે વેતરાયો. (જાય છે.)

[નાદીર એક તરફથી જતાં નઝીર બીજીગમથી આવે છે.]

**નજીર**--સાહેબજી બેજનજી શેઠ.

**બેજન**--(ઓળખી) કોણ નજીર ? પેલો સીકલી છોકરો ?

**નજીર**--હુંજ તે સાહેબ, બેજનજી શેઠ મને તમે લાંબે વખતે ઓળખ્યો ખરો

**બેજન**—તુને જોઇ હું ઘણો ખુશી થયો.

**નજીર**--મે તમુને પેલા બદમાશ સાથે વાત કરતાં જોયા, તેથી દૂરજ ઉભો રહ્યો હતો.

**બેજન**—એ તો પુતલાંનો વર હુતો. નાદીર તો પુતલીનાં બખતાવર નસીબની વાતો કરતો હતો.

**નજીર**--એણે તમુને શું કહ્યું શેઠ ?

**બેજન**--એ કેહેતોતો કે પુતલી તો ઘણા સુખ ચેનમાં રહેછ, ને હાલમાં તો કેશમીરની સેહેલગાહે ગએલી છે.

**નજીર**—એ તદન જુડી વાત છે ? પુતલીબાઇ મુંબઇમાં વસેછ એ ખરૂં પણ તદન ભુખે મરતી હાલતમાં પોતાની જીન્દગી ગુજારેછ .

**બેજન**—મારી પુતલી ભુખે મરેછ ? નજીર એ શું બકેછ ?

**નજીર**—સાહેબ તમો જાણોછ ? પુતલીબાઇ કોણ સાથે પરણીછ ? એક બદમાશ ચોર લુચ્ચાને સાથે તેવણે પોતાનો ભવ બાળયોછ.

**બેજન**—એ તું શું ખરૂં કહેછ ? એ મારી પાસે પુતલીના સુખની તરેહવાર વાતો કરી મને ગધેડો બનાવી ગીયો ? પુતલીને ભેટ આપવા મે બસોની નોટો આપી તે તેણે આનાકાનીથી લીધી.

**નજીર**--બેજનજી શેઠ હવે આય તમારી નોટો જુગારમાં યાતો પાઠામાં વટાવેલી તમે જરૂર જોશો.

**બેજન**—આએ ગએલા પૈસાનું મને લાગતું નથી. નજીર મને પુતલીપાસે લઇજા.

**નજીર**--મારીસાથે આવો, જયારે એ બદમાશ ઘેરમાં નહિ હોસે ત્યારે આપરે બારી વાટે દાખલ થઈ શકશું.

**બેજન**—(ગુસ્સામાં) મારી પુતલાં ચીથરે હાલ ફરી ભુખે મરેછ?, જે છોકરીને મે જાન કરતાં વધારે ચાહેલી તે મારા સુખને આય બદમાશ છીનવી લઇ ગયો અને આજે તે કંગાલીયતમાં રીબતી ફરે? ને હું જોયા કરૂં?. નજીર મને એ બદમાશને ફરીથી મળવા દે, પછી જોજે કે પુતલાંને આપેલાં દુખનો બદલો હું હજારો હજાર ઘણો બ્યાજ સીકે કેમ લેઉંછ? ચાલ હવે મારી ધીરજની ઓટ થશે. જયાં વેર પુતલાંને મલસ નહિ ત્યાંસુધી અનપાણી મ્હોનાપર મુકસ નહિં.

[બન્ને જાય છે.]



## અંક ૩ જો--પ્રવેશ ૨ જો.



### સ્થળ--નાદીરનું કંગાલ મકાન.

[ એક તરફ ભોંયપર પાથરેલી સુજનીપર પીલુ સુતેલો છે. પુતલી તેનીપાસે સ્ટુલ ઉપર બેસી કંઇ સદરા સીવતી જણાય છે. બારી ઉપર ટાંગેલું હેરીકન લેમ્પ ધીમું સળગાવેલું જણાય છે.]

**પુતલી**—ઓરતનું જીવન એકસરખું ઠેરવેલું છે! તેણીનો તમામ જનમ માટીડાપર આધાર રાખવામાં જવાનો. કમનસીબે જો ભુંડો ધણી મલ્યો તો પછી તેનો વાલી તે ખુદા શિવાય કોઇજ નથી. આ એકજ સબબને લીધે કેટલી બધી નિરાધાર ઓરતો મરણ પામી હશે? (પુતલીનાં આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવે છે. પીલો ધીમે ધીમે સજાગરૂ થતાં માયને રડતાં જોઇ દઘાય છે.) મારા ગરીબ નિરદોશ બચ્ચાં તું પણ તારી માએ જેવો કમનસીબ બનવા આય દુનિયામાં મારા જેવી અભાગણીને પેટે પેદા પડયોછ.

**પીલુ**--(વલગી પડી) મમા! તમો રડોછ કાંય? બાવા ઘણા ખરાબ માનસ છે, હું તમારા કહ્યાસર ચાલસ.

**પુતલી**—જો દીકરા તું તારા બાવાની સામે ના થતો, નહિ તો હારમાર થસે.

**પીલુ**—માએજી મને બેહેરામજી કાકાને ત્યાં કેવું કેવું મજેનું ખાવાપીવાનું ને શિખવાનું મલતું હતું? હવે ત્યાં આપરે ફરીથી નહિ જઇશું?

**પુતલી**—દીકરા ખુદાએ આપુને જે હાલતમાં પેદા કીધાંછ તેના શુકરાનાં કરવાં જોઇએ.

**ગાયન.**

**પુતલી**—પામે જીગર આરામને દુખ દરદી દિલ તે કહાં?

ખુદા જે હાલતમાં રાખે—રહીએ,
વીતે તે સબુરીથી સહીએરે;
દિલનાં દુખડાં હમ દિલ શિવાએ
કોઇ આગલ ના કહીએરે;
દુખમાં દિલાસો બેદરદીથી
જીવ જતાં નહીં લઇએરે.
ધીરજ રાખી જો દુનિયાનો ખેલ
ભેદ પામવો છે મુશ્કેલ.—ખુદા

[નાદીર કરડાઇથી દાખલ થાય છે.]

**નાદીર**—માય દીકરાં ઠીક ગુજસૂજની વાત કરી રહયાંછ?

**પુતલી**—નાદરશા આવો બેસો.

**નાદીર**—પુતલી મને તારી સાથે અગતની વાત કરવીછ.

**પુતલી**—બોલો હું સાંભળવા તઇયાર છેઉં.

**નાદીર**—તે પછી કેહવસ, તેટલાં હમણા તો સામેના પીઠામાંથી એક બાટલી લેતી આવ, મારા દોસ્તો હમણા અતરે આવવાનાં છે.

**પુતલી**—તમારા દોસ્તોનું આવડી રાતનાં કંઇ કામ? તેઓ આવસે તો દારૂ પી વળી ધીંગા મસ્તી કરવા માંડશે.

**નાદીર**—દારૂ લેવા જાયછ કે બીજા બે બોલ બોલી સાંભલવા માંગેછ? (જાય છે) કેમરે ચેકુસ શું જોયા કરેછ? એમ મારી સામે આવ, બાપથી ધ્રુજેછ ધપંકેછ શાનો?

**પીલુ**—(ધભરાતો સામે આવી) બાવા મારીપર ગુસ્સે ના થતાં, તમે કેહેશો તેમ ચાલસ, મને ના મારતાં.

નાદીર--તને માર્યો નથી તે આગમજ મારતા નાં કેહેછ ? તો જો (કાન ચીમટી) મારા દીકરા તું એમ નાજુક નબળો રહે તે મને નહિ ગમે. તારૂં આય તમામ તનબદન કે નહિં ધકકા મુકકી ખાઇ સખત રાઠોડી થવું જોઇએ, (બેચાર ધમાકા મારી) તે થકીજ હું મારૂંછ સમજયો ?

પીલુ--હા બવાજી મને ઘણું દુખ થાયછ (બરડો પોતાના હાથે દાબે છે.)

નાદીર—હું ત્યારેજ ચામડી સુન મારસે તો પછી કદી નહિ દુખસે.

પીલુ—હા બાવાજી.

નાદીર--વારૂં તુને સ્કુલમાં જવા ગમેછ કે ?

પીલુ—હા બાવા ઘણું ગમેછ.

નાદીર—ત્યારે હવે આજવેર જે શિખ્યો તેટલું પુરતું છે. હવે તો હું તુને શીખવી કેળવીને હોશીયાર કરવા માંડસ. તારા સ્કૂલ-માસ્તર એક આખા વરસમાં નહિ શિખવસે તેટલું હું એક રાતમાં તુને શિખવી ચંચલ બનાવશ સમજયો કે ! (મારે છે)

પીલુ—હા બાવાજી.

નાદીર--ત્યારે આવતી કાલથી તારે સ્કુલમાં જવું નહિં ! ને મારી સાથે સાથે આવવું પડસે સમજયો ?

પીલુ--નહીં બાવાજી.

નાદીર—(લપડાક મારી) ચૂપ નાપાક, હું જે કે હું તે હાજીહા, ના કેહેસે તો માથું ભાંજી નાખસ.

પીલુ--(બીહેછ) હા બાવાજી હું નહિં બોલસ.

[બહાર દાદરપરથી કોઇનો પડવાનો આવાજ આવે છે.]

નાદીર—ત્યારે ચાલ અંદરના ઓરડામાં જઇ બેસી રેહેજે. જોજે ઉંઘઇ ના જતો, તુને તો આજથીજ હોશિયાર બનાવવાનો મારો વિચાર છે.

[પીલુને ઘસડી અંદર લઇ જાય છે. જામાસ્પ લંગડાતો દાખલ થાય છે.]

**જામાસ્પ**--(ફાટી ગયલો કોટ તપાસતાં) નાપાકના જણીયાઓ ચાલમાં દાદર પાસે દીવોબત્તી પણ રાખી નથી મરતા. મારાં હાડકાં પાસરાં તદ્દન દોદરા થઇ ગીયાં ?

**નદીર**--શું છે જામાસ્પ? સગનમાં બીલાડી નડી કે ?

**જામાસ્પ**--(બતાવી) આય શું? તારા ઘેરમાં આવતાં હાડકાનો ખુરદો થયો ને કપડાંનાં એ હાલ થયાં.

**નાદીર**--ચાલો હવે આપરે આપરા 'બીઝીનેસ' ની વાત કરીએ.

**જામાસ્પ**—હા. આજ રાતનાં એક કામ થવું જોઇએ, નહિ તો એ શિયાવક્ષ પોબારા ગણી જસે.

[પુતલી ગલાસ બાટલી સાથે દાખલ થતાં બન્નેને ગુજસુજની વાત કરતાં જોઇ, શકમંદ બની બારણું અરધું ઉઘાડી ડોકાવીને સાંભળે છે.]

**નાદીર**—તારો પલાન શું છે ?

**જામાસ્પ**—તદ્દન સાદો. એ બેહેરામશાના બેટા શિયાવક્ષે ખોટો ચેક ને ચોઠી લખી આપીછ તે મારી પાસે છે.

**પુતલી**--(સ્વગત) ઓ ખુદા !

**જામાસ્પ**--આપરા કામમાં કંઇ હરકત નડસે તો મારી પાસેની 'ઑન ડીમાન્ડ નોટ' બતલાવી બાપ બેટાના મ્હોનાં ચુપ કરી દેશું.

**નાદીર**—કાગળીયું સંભાળી રાખીયુંછ કે ?

**જામાસ્પ**—તેને તો જીવની કાની જાળવવા મારા આય દગલાનાં અસતરમાં સીવી લીધાંછ.

[બતાવે છે, પુતલી બરાબર તે જોય છે, ને પછી બારણું ઠોકી અંદર આવે છે.]

**જામાસ્પ**--કોણ છે ?

**નાદીર**—એ તો પુતલી છે.

**પુતલી**—(ઘણુજ મીઠાસથી) નાદરશા આય દારૂ ને ગલાસ લેવો, બીજું કંઇ જોઇશેજી ?

**નાદીર**—બસ થયું.

**પુતલી**—(જામાસ્પના ફાટેલાં કપડાં જોઇ અજાયબીથી) ઓ જામાસજી આય શું ? બલ્યારે તમારા સકાર ? આય કોટનાં શું હાલ અવતાર?

**જામાસ્પ**—શું કરૂં? અંહી આવતાં દાદરપરથી ગબડી જતાં ડગલો તદન ફાટી ગીયો.

**પુતલી**--મને કાઢી આપસો તો ઓય સીવી આપસ.

**જામાસ્પ**--ઓ મારી દીકરી કરૂં? તું કેટલી ભલી છે? લે મા સીવી આપ.

**પુતલી**--હું ઓય સોયદોરો લેતી આઉંછ (જતાં સ્વગત) ખુદા કરેને મારાં ભલાં શેઠના બેટા શીયાવક્ષની નાદાનીનાં પુરાવા મને મલે તો હું તેની જગોએ બીજું કાગળ મુકી મારા ભલા મુરબીના બેટાને કોઇબી સુરતે બચાવી શકસ. (જાય છે. બન્ને દારૂ પીએ છે.)

**નાદીર**—વેલ, આજનું આપરૂં કામ ફતેહમંદી સાથે પાર ઉતરે તેની સલામતી.

**જામાસ્પ**—લે પરવરદીગાર આપણું ધારેલું કામ પાર પાડે. (ગલાસ અથડાવી પીએછ.)

**નાદીર**--પણ આપરે ઘેરમાં દાખલ કેમ થઇયે?.

**પીલુ**—(અંદરથી) માયજી તમે આયાં? ઘણું ચારૂં થયું, નહિ તો હું બીહી ધ્રુજીને મરી જતે.

**પુતલી**--(અંદરથી) ઓ જીરે મારા બધાં તુંને.

**જામાસ્પ**—બચ્ચાનો આય તો અવાજ છે.

**નાદીર**—એ તો મારા પીલુનો અવાજ છે.

**જામાસ્પ**--હા ઠીક યાદ આવી. નાદાર જો, આપુને બેહેરામજીના સેપ્ટી રૂમમાં દાખલ થવું હોય તો આય તારો નાંધલો ચેકૂસ પીલુ ઘણો કામ આવસે. બારીનો એકાદ સળીયો બહારથી મરડી એને અંદર ઉતારસું તો એ બારણું ઉઘાડી આપુને અંદર લેશે.

**નાદર**—એ કામ મારૂં છે. એ પોરીયાને હું ઉઠાવી લાવસ; હવે ગુપચુપ થઇ જા, પેલાને સંસારો નહિ જણાય. (પુતલી સોય દોરો લઇ દાખલ થાય છે.)

**પુતલી**—આય સોય દોરો લાવીછજી. તમે દિલમાં ને દિલમાં સીવાડશો તો સોય ભોકઇ જસે તેથી ડગલો કાઢી આપો તો ઘણું મજેહનું, એક મિનિટમાં સીવી આપસ.

**જામાસ્પ**—હારે મારી દીકરી, મારી મા કરૂં, કેવી ભલી પોરી છે જો ? (કોટ આપે છે.) ટાંકા ઘણા ઝીણાં મારજે દીકરી.

[પુતલી બારી પાસે સ્ટુલપર બેસી સીવે છે. સફાઇથી અસ્તરમાં સાંતેલું કાગળીયું કાઢી લઇ છાતીમાં બીંદડી વાળીને છુપાવે છે. ને પાસે પડેલી વાંચવાની ચોપડીમાંથી એક પાનું ફાડી અંદર વાળીને મુકે છે. બન્ને જણા ટેબલ પાસે પુતલી નહિ સાંભળે તેમ અપસમાં વાત કરે છે.]

**નાદર**—ઓય રાત થવા માંડસે આપુને નકકી ગોઠવણ કરવી પડશે.

**જામાસ્પ**—તેની ફીકર ના કર. તું બકલીયાની ગોઠવણ કરજે કે કામપાર.

**નાદર**—તેની ફીકર મને લાગી. તું જરા દુરજ રેહેજે, કામ પડશે ત્યારે બકલ્યું મેળવી આપસ તે ઉઠાવી જજે.

**પુતલી**—(મનસે) જો હવે આય ઓચરીયું ફાડી નાખતાં પકડઇ જવસ તો એઓ મને કદી જીવતી રેહવા દેવાનાં નથી.

[પુતલી ઓચરીયાની બીંદરી કરી સાંતે છે.]

**જામાસ્પ**—નાદીર તું તારી બૈરીપર ભરોસો રાખી શકસે ? ફોડી મારી ફસાવી તો નહિ દે ?

**નાદીર**—આપણુની આજની ચઢાઇની ખબર તેના રૂવાંને પણ પડવાની નથી.

**જામાસ્પ**—કેમ દીકરી! સીવી રહી કે ? હમુને હવે ઘણું લેટ થાયછ.

**પુતલી**—(લઇ આવતાં) આય કાપ ઘણો વાંકો પડયોતો, તે સીવતાં વખત લાગોછજી.

**જામાસ્પ**—તું કેવી ભલી છે માં ? જીવતી રેહેજે ને સદા એવીજ સુખી રેહજે.

**પુતલી**—લેવ પેહેરોજી.

[પુતલી કોટ પેહેરાવે છે. જામાસ્પ અસ્તર હાથી તપાસી જોય છે. અંદરનું કાગળ સલામત જોઈ ખુશી થાય છે.]

**જામાસ્પ**—અરે પણ પેલું સીલ કરવાનું 'ઓન ડીમાન્ડ' ચીઠીનું કાગળ કહાં મુકીયુંછ?

**નાદીર**--તે તો ભુલીજ ગીયો. બાવ હમણાજ સીલકરી હાથે જાતે પોસ્ટ ઓફીસમાં જઇ નાખી આવતે. ડીયર પુતલાં જરા બતી લાવતો!

**પુતલી**—તમે કેમ સીલ કરશો, વહાલા?

**નાદીર**--કંઇ સળગાવી લાવની!

**પુતલી**--વારૂંજી (સાંતેલા ઓચરીયાંની બીંદડી કાઢે છે અને તેને હેરીકન લેમ્પમાંનાં બળાતા દીવાથી સળગાવે છે) આય સલગાવેલા કાગળની બીંદડીથી સીલ કરી શકસોજી.

[નાદીર કાગલની સળગેલી બીંદડીથી લાખ પીગળાવી સીલ કરે છે, પરબીડું ગજવામાં મુકે છે. પુતલી બળેલી બીંદડી તમામ સળગી રહેતાં બહાર ફેકે છે.)

**પુતલી**—(છુટકારાનો દમ ખેંચી સ્વગત) ઓ ખુદા આખરે મારા ભલા મુરબીની નાદાનીયતનું ઓચરીયું નાબુદ થયું.

**નાદીર**—પુતલાં અમે જરા કામકાજે જઇ આવીએછ, તું ધબરાતીનાં.

[જાય છે. બીજીગમની ખુલ્લી બારીમાંથી નજીર કુદી અંદર ઉતરે છે.]

**નજીર**--પુતલી બાઇ.

**પુતલી**—શું છે નજીર? હું બીધી જો?

**નજીર**—હું છેઉં બાઇ, ગભરાવોનાં. તમે હવડાં એખલાંજ છેવકે? હું તમુને કહેવા આયોચકે તમારો એક જુનો દિલસોજ દોસ્ત તમુને મલવા માંગેછ.

**પુતલી**—મારો દોસ્ત કોણ?

**નજીર**--બાઇ તમે તેમને ભુલી ગીયાં? મને તમારા ગામમાં પેલા લુચ્ચા ગામડીયાઓનાં પંજામાંથી બંચાવીયો હતો તે એજનજી શેઠ!

**પુતલી**—એજન મને મળવા માંગેછ! અરે તેમને જલ્દી જઇને કહે એમાં બુરૂં થશે. તેવણુ મારા એક વખતનાં ખરા વફાદાર

ને મારા વ્હાલા હતા; પણ હવે ? ઓહ ! જા ! તેમને કેહ ! તમારાં ભલાં ખાતર અત્રે ના આવતા.

**નજીર**—હવે તો મોડું થયું, તેવણ મારી પછવાડે પછવાડેજ આયાછ.

[પુતલી બેજનની આગલી યાદોથી નીસોસ થઇ ટેબલપર માથું નાખી પડે છે, બેજન બારીમાંથી કુદી અંદર આવે છે. નજીર બારણા બહાર ચોકી કરવા જાય છે. બેજન ઓરડાની કંગાલીયત જોઈ દુખી થાય છે.

**બેજન**—(પુતલીનાં માથાપર ચુમી લેતાં) મારી પુતલી ! મારાં જાન ! આય શું તારા હાલ ?

**પુતલી**—(માથુ ઉચકી રડી પડતાં) ઓ બેજન બેજન હું શું કહું ? મારા મુરબ્બી બાવાજીના બેહેસ્ત મુકામ થયા પછી આજે દસદસવરસ થયાં હું આવી કંગાલીયત ભરી જીન્દગી ગુજારતી રહીછ. જે દિવસથી એ મને પરણી લાયો તે દિવસથી મે એમને કોથે ધંધે રોજગારે જતાં નથી જોયાં, એમના ગાડી ઘોડા નથી જોયાં, નથી એમના વાડી વજીફા જોયાં, જે જોયું તે આય કંગાલ ઘેર ને તેના બદમાસ દોસ્તોનાં ભયંકર કાવાદવા (રડીપડેછે.)

**બેજન**— ના રડ મારા જાન ના રડ ? તારૂં રડવું મારૂં હૈયું ભાંજી નાખેછ, જેણે આય હાલત કીધી તેનીપર મારાં બળતા જીગરના શ્રાપ વરસજો !

**પુતલી**—(તેને દૂર રાખતાં દુખથી) બેજન એમ નાબોલ. મે જેવી રીતે તેમને માફ કીધાંછ તેવું દિલાવર દિલ તમે પણ બતાવો.

**બેજન**—પુતલાં આય દુનીયામાં એવી પણ કેટલીક બાબત હોયછે કે જેને ઇનસાન કદી માફકરી શકતો નથી. પુતલાં હું તુને ને તુનેજ મારી બચગીથી ચાહતો હતો. ત્યાં ચોરની પેઠે એ રાતનાં દાખલ થયો અને તુંને ભોલવી ચોરી ગયો પણ મે તે વટીક માફ કરી તું સદા સુખી રહે એવી રાત અને દિવસ તારે માટે દુવા તે દાદારની દરગાહે ચાહતો આયોછ.

**પુતલી**—(બન્ને હાથ પકડી) તે હું જાણુંછ બેજન આય જહાનમાં મારા એક પુરા સાચ્ચા દોસ્ત મે તમુનેજ ગણ્યાછ.

**બેજન**—પુતલાં હું એક ગામડીઓ છેઉં. પણ આય જેહાન ઉપર જે તમામ ફરેસ્તાઓ ચોકી કરેછ તેમનાં જેટલુંજ મારૂં જીગર સાચ્ચું ને પાક છે. મારી જાન તું મારી સાથે ચાલ. તારી ઇજ્જત હોરમત મારા જીવમાં જીવછે ત્યાં સુધી મારા જાનને ભોગે જાલવસ.

**પુતલી**—એ નહિ બને એવું છે. મી૦ બેજનજી નાદીર મારો ધણીછે,

**બેજન**—પણ તેના આવાં ઘાતકી કામો પછી તારીપર તેનો હક્ક રહ્યો નથી.

**પુતલી**—એ ખરૂં છે પણ તે છતાં હવેતો મને મારા દીકરા તરફની ફરજ બજાવવા એની સાથે રહેવું જોઇએ.

ગાયન

ફરજંદની ફરજ હું ભુલી જાઉં જગતમાં કહેવાઉં
માદર બે કદર.—
બનું જો બેરેહેમી માતા—જીગર થાય પાની;
દરગાહે રબમાં થાઉં ગુનેહગાર જાવેદાની
બચ્ચાંથી રોશન જીવનનું ગુલશન
જગમાં બલિહારીનું સાધન—ફરજંદની.

**બેજન**—(પુતલીનો હાથ માનથી આંખમાં દાબી) મારી વહાલી પુતલી તારા તરફ મારી એવી તો લાગણી છે કે તારી આંખોનાં દરેક આંસુ મારા લાગણી ભર્યાં જીગરના જખમમાં નીમકનું પાણી છાંટેછ.

**પુતલી**—તમે વધુ વખત અંહી વાત કરી જીવને જોખમમાં ના નાખો.

**બેજન**—પુતલાં મને અંહીં થોબવા દે? તેની સામે હું થવા માંગુંછ? તુંને આપેલા દુખનો બદલો હું મારા હાથે લેવસ.

**પુતલી**—નહિં મારે ખાતર બેજન તમે ચાલી જાવ.

**બેજન**—તુને છોડી જાઉં? આજે દસદસ વરસ થયાં મારૂં જીગર તું લઇ ગેઈ, તેની સાથે મારી આંખોની રોશની પણ લેતી ગઇ! પણ આખરે ખુદાએ જયારે તુંને મેળવી આપીછ ત્યારે શું છોડી જાઉં?

**પુતલી**—બેજનજી હું એક પરણેતર છેઉં. મારી સામે તમારૂં એવું બોલવું છાજતું નથી.

**બેજન**--પુતલાં મને માફ કર. હું શું બોલુંછ તેનું મને ભાન નથી, જે બોલુંછ તે મારૂં હૈયું બોલેછ? કે જેપર મારો કાબુ નથી.

**પુતલી**--(ઘભરાતાં) ભઇ બેજન તમે મારા ખાસ ખેરખ્વાહ થઇ મને વધારે દુખી કરવા માગોછ? મારૂં માનો?

**બેજન**—જો તારી એવીજ મરજી છે તો હું તાબે છેઉં. પણ હું હવે અંહીંથી કદીમી નજર બહાર દૂર જનસ નહિ! (નજીર દાખલ થાય છે) કદાચ એ બદમાશ નાદર સામો મળેબી?

**નજીર**—આજે તો આય ટોળી કોઇ ઘેર ફાડનાર છે. તેમને સપડાવીયા હોય તો નિવેડો આવી જાય.

**પુતલી**--હા હું કેહેતાં ભુલી ગેઇ—મારા ભલા મુરબી બેહેરામજી બેંકરનું ઘેર ફાડવાનું એઓ ધારેછ, તે કામ તમે કોઇબી રીતે અટકાવી શકસો?

**બેજન**—મને ઠેકાણું બતાવો. હું મારૂં કામ બરાબર બજાવસ. (અવાજ સંભળાય છે.)

**નજીર**—કોઇનાં પગલાં સંભળાયછ.

**બેજન**—જો પુતલાં હજીબી મારૂં માન, એની સાથનો હિસાબ મને ચુકવવા દે.

**પુતલી**—મારે ખાતર, એક સુકનબી ના બોલતા; નાહાસી જાવો!

**બેજન**—જેવું તોરૂં ફરમાન! પણ હું અત્રે બહાર ભમતો રેહવસ. (બત્તી બતાવી) હું આય બત્તીપર નજર રાખી ફરતો રેહવસ. જો તુને મારી મદદની જરૂર પડસે તો આય બતીને બારી ઉપરથી દુર કરજે. હું સહવાર સુધી રાતના ઝળકતા સીતારા પેઠે તારી ચોકી કરસ.

[બેજન જતી વેળા પુતલીના બન્ને હાથ જુસ્સા સાથે ચુમે છે, બન્ને જણા બારી વાટે કુદી પડે છે. પુતલી બારીએ ઉબી રહી બેજનને જતાં જોઇ દુખી થાય છે. નાદીર દાખલ થાય છે.]

**નાદીર**--(ધસડીને) બારી પાસે શું ગોતાં ખાયા કરેછ? તારો ચેહેરો ઘભરાયલો કેમ લાગેછ? જોજે હું આજે આખી રાત બહાર કામસર રોકાવાનો છેઉં તેથી મારી વાર જોયા કરી ગોધીયારૂં ના કરતી.

**પુતલી**—તમે કહાં જાવોછ ?

**નાદીર**—(ચીરડાઇને) જહાનમમાં.

**પુતલી**--પણુ તેમાં તમુને રોકવામાં મારી ફરજ સમાએલી છે.

**નાદીર**—તું શું કેહવા માંગેછ ?

**પુતલી**—ઓ નાદીરશાહ મને ખરૂં કેહવો, જે પરગજુ લોકોએ મને ને મારા બચ્ચાંને આશરો આપી સુખી કીધાં હતાં, તેમનું ઘેર ફાડવા તમે જવાનાં છેઓની ?

**નાદીર**—તું શું ભરાઇ છુપાઃ અમારી જાસુસી કરેછ ?

**પુતલી**--હું તમારા ભલામાં છેઉં ? મારૂં માનો એ કામથી હાથ ઉઠાવો.

**નાદીર**--ચાલ મુગીમર, તારી આવી શિખામણ કોઇ મુરખ ધની હોય તેને આપજે, મને મારા દીકરા સાથે વાત કરવીછ. (અંદર જાય છે.)

**પુતલી**--ત્યારે એ વાત ખરી છે. હવે તો મારી ફરજ છે કે તેમને ચેતાવવા જોઇએ, પછી ભલે મારો પણીયો ધની હોય ! (જામાસ્પ ઘભરાટમાં દાખલ થાય છે.)

**જામાસ્પ**—નાદરશા ઓ નાદર દીકરા ! કોણુ પુતલીમા કે ! તું છે કે દીકરા ? મારો દીકરો નાદર કહાં છે ?

**પુતલી**—તમુને તેની સાથે કામ શું છે ?

**જામાસ્પ**—જોની દીકરા આજે અમો રાતનાં પારટીએ જનાર છીએ; દલગીર છેઉં કે અમારી આજની પારટીમાં બચ્ચરાંને ઇજન નથી. ( બાજુ ) નાદર આવી પણ મરતો નથી.

**પીલું**--(રડતો દોડી આવે છે) મમા ! મમા ! બાવા મને મારેચ !

**નાદીર**—મારા બેટા મારી સાથે આવ.

**પુતલી**—બચ્ચાં સાથે તમુને શું કામ છે ? ( ગળે વળગાવી દાબી રાખે છે.)

**નાદર**—મારી સાથે આજે એને લઇ જવોછ.

**જામાસ્પ**--(પેતરા કરી) પુતલીમાં ના ઘભરા દીકરા, હમો આય બકલ્યાની જીવ કરતાં વધારે જતન કરશું.

**પુતલી**—(ઠેડાવથી) નાદરશા ! જો તમો મારા બચ્ચાને બહાર લઇ જશોતો પછી જો જો હું પોલીસમાં જઇ બધું જાહેર કરી દેવસ.

**નાદર**—( દિલપર ધસીને ) તું શું મને બિધરાવેછ કે ?

**પુતલી**—(જીવપર આવતાં) થોભો ને સાંભળો. આજ રાતના મારા બચ્ચાને તમારા નીચ પેશા માટે બહાર લઇ જસોતો આજ પછી તમારી સાથનો સબંધ સદાનો તુટેલો સમજજો. ખુદાની હસ્તી જેટલી. સાચ્ચી છે તેટલો ધગધગતો પ્યાર એક માતાના જીગરમાં તેના બચ્ચાં માટે સાચો છે, તમે જાવો ને પછી જુઓ તમારી ધણીયાણી તમુને તમારે બુરેફેજે કેમ પોંહચાડેછ તે ?

[નાદીર તક સાંધી પીલુને પુતલીના પાસામાંથી ખેંચી જામાસ્પના દિલપર ફેંકે છે ]

**નાદર**—(પુતલીને ઝટકારી) દૂરથા નાપાક !. ( બચ્ચુ ખેંચે છે ) જામાસ્પ બચ્ચાને ઝીલ, એને જરાબી બુમ પાડવા ના દેતો.

**પુતલી**—(ઝનુનથી) ઓ ખોદા ? મારૂં બચુ ! મારો પીલુ !

**પીલુ**—મમા મને બચાવો ! મને બચાવો !

**જામાસ્પ**—( મોનું દાબતાં ) મારા બકલીયાં ના બોલરે ? ધાટું પડશે મારા બાપ !

[પુતલી ઝનુનથી સામે થતા ફેંટ મારી નીચે તુટી પડે છે.]

**જામાસ્પ**—અરે એ તો ફેંટ મારી ગેઇ છ ?

**નાદીર**—તેટલું ઘણું સારૂં. બહારથી દરવાજો બંદ કરી જઇશું, સહવારે સમજાવી લઈશું, તું નહાશી જા, પછવાડે હું આવુંછ.

[નાદીર બારીપરનું ફાનસ કાઢી પુતલીનું મ્હોનું ઉજેરડાથી જોઇ તપાસી બહાર જવા જાય છે. પુતલીના મ્હોનાપર ઉજાસ પડતાં તે હોશીયાર થાય છે, ને ફાનસ નાદીરના હાથમાંથી ઝુટવે છે]

**પુતલી**—મારૂં બચ્ચું ! મારો પીલુ ! કહાંછે ? ઉભા રેહવો મારૂં બચ્ચું આપો.

**નાદીર**—નાપાક મરતાં મરતાં પણ ઉંઠછ ? જા મર ને જો ?

[પુતલી ફાનસ ખેંચેછ. બન્નેની ખેંચતાંણુમાં

બળતું ફાંનસ ભડકું લેતું બહાર ઉડી પડેછ. અંધારૂં છવાતાં નાદર બહારથી બારણું બંધ કરી નહાસે છે. પુતલી બારણા પર માથું અફાળે છે.]

**પુતલી**—(જાળીયાં પકડી ખખડાવતાં) ઓ મારા ખુદા? મારા બચ્ચાંને લાવી આપ! ખુદા તારી હસ્તી કહાં છે? મારૂં એક પુરૂં સુખ! મારૂં બચ્ચું! મને આપ!. આય માતાના બળતા હૈયાને ના બાળ! મને મારી નાખ! મને મારી નાખ! (બહાર ધડાકો થઇ બળતાં ફેલાય છે) ગયો! બદમાશ મારૂં છેહલું સુખ પણ લુટી ગયો! આય શું? આગ? ઘેર બળેછ? મારૂં મોત ભમેછ? ખુદા મારા બચ્ચાં! મારા પીલુપર રેહેમ કર!. આગ? ઓ આગ લાગી! (ધુમાડાથી ગુંગલઇ ફેંટ થાય છે.)

[ચારો તરફ આગ ફેલાય છે અંદર ધુમાડો આવતાં બેજન બારીના બળતામાંથી કુદી આવી પુતલીને ઉપાડે છે.]

**બેજન**—મારા જાન? મારી પુતલી કહાં છે? ખુદા મારી પુતલીને બચાવ? (જોતાં) મારી પુતલી જીવતી છે! ખુદા તારો આભાર! દાદાર તારી મદદ!

[બેજન પુતલીને ઉપાડી બારીએથી બહાર કુદી પડે છે.]

(ટેબલો)



## અંક ૩ જો—પ્રવેશ ૩ જો.



**સ્થળ—મનજી પટેલનું ઘેર.**

[એક તરફથી દાદીબા દિલગીરીમાં દાખલ થાય છે, બીજી ગમથી પીલાં દિલગીરીમાં દાખલ થાય છે, થોડો વાર બન્ને એક મેક તરફ દિલસોજીથી ટગર લગાડી દયામણે ચેહેરે જોયા કરે છે.]

**બન્ને**—(સાથ) આહ :!

**દાદી**—પીલાં ?

**પીલાં**—ઓ દાદી ?

**દાદી**—આજે આપરે બન્ને છુટાં પડશું ?

**પીલાં**—હા દાદી :?

**દાદી**—આવતી કાલે તું મીસીસ અરદેશર થસે ?

**પીલાં**—હા દાદી ?

**દાદી**—મારી એકજ છેલ્લી તેમ પેહેલી માગણી છે પીલાં ?

**પીલાં**—બોલ દાદી ?

**દાદી**—મને વચન આપ કે પણીયા પછી તું મને મરતાં યાદ નહિ કરસે ?

**પીલાં**—હા દાદી ? (પાસે આવી) ખરૂં કહું ? નહીંબા ! તેમતો મારાથી નહિ થાય.

**દાદી**—શું કરૂં ? અરદેશરે તુને પેહેલ્લાં જોઇ તારીપર ફીદા થયો, નહિ તો હું જરૂર તુંનેજ પરણુતે. (પાસે આવી) પણ ડીયર, તુને આય ચક્રમ અદી સાથનાં પેહેલ્લાં લગન ગમેછ કે મારી સાથનાં બીજવર લગન ગમસે ?

**પીલાં**—ઓ મને તો બા તારી સાથનાં બીજવર લગન ગમસે જો.

**દાદી**—ત્યારે હવે જરાબી આસાનીથી રહીશું ?

**પીલાં**—જે વખત જાયછ તેમાં અદી આવી મને પરણી જસે.

**દાદી**—કદાચ તેથી ઉલટું પણ થાય.

**પીલાં**—હવે ત્યારે છેલ્લી સલામ કરશું ?

**દાદી**—ઓ મારા આફતાબ તુંને કાચા દોરાથી બંધાઇ જતાં જોયા પછી ફરી કયારે જોવસ ? ત્યારે છેલ્લી બગલગીરી કરી લઇએ.

**પીલાં**—હા દાદી :!

**ગાયન.**

**પીલાં**—મારાં જાન સમાયાં, દિલ કોરી સમાયાં આવો,
જુઓ થઇ હાલત મારા જાનની.—મારાં

**દાદી**—મારૂં મન રખડે, તારૂં જીગર તરફડે,
કોઇ તો બતાવો બાજી જીતની ?—મારા

પીલાં–જીગર બીલોરી ફાટશે, આ જોતાં તુજ દિદાર,
જાલ બિછાવો એવી કે, હાં કરવો પડે ન વિચાર.

દાદી—છોડું આ શિકાર તો મુરખ મને માનજો ?

પીલાં—બળે છે પ્રિતની અગની.—મારો.

[ બન્ને કોટી કરેછ. એનટોનીયો દાખલ થતાં બન્નેને જોય છે, તેના હાથમાંથી પલેટો વગેરે પડી ભાંગી જાય છે. બન્ને ધભરાય છે, દાદી તેને પૈસા આપી ચુપ રહેવા કહે છે.]

એનટોનીયો—અરે તીનચે ? બોડા અચ્છા લવલી સીન ?

દાદી—(રૂપીયા આપતાં) એહ લો, કીસીકો મત બોલના.

એનટોનીયો—બોડા અચ્છા, જબાન સી ડાલા (મોહનું બંદ કરી જાય છે, મનજી દાખલ થાય છે.)

મનજી—(વોચ જોતાં) સહવારની રાત થઈ પણ તેનો પતો મળે નહિ. એની ચકરમ બેહેનને કેથે કલકુચીમાં દાટી આવતાં કેટલો વાર ? મારૂં નમાનું બચ્ચું ! ઇંતેજારીથી કેવું ટીંગઇ ટીંગઇને તેની વાર જોયા કરેછ ? (બન્નેની વચમાં આવી) મારી વહાલી બેટી ! હવે છેલ્લી ઇન્તેજારીનું દુખ ખમવાની હિમ્મત રાખ.

પીલાં—બાવાજી હું શું કરૂં ? જીગરમાં તો તેમજ થાયછ.

મનજી—રખે એ છોકરો બીજી કોઇ બાજી રમતો હોય ? ને આપુંન ઉડાવતો હોય !

એનટોનીયો—(દાખલ થઇ) શેઠ એ આપણુકો કોઇ લેટર દે ગયા. (જાય છે.)

મનજી—(તપારી) એ તેનુંજ કાગળ લાગેછ (ઉખેડી જોતાં) તેનાજ અક્ષર (વાંચે છે) " મેહેરબાન મનજી શેઠ. તમારી ચેહેરે નમુન બેટીના નાજુક હાથ માટે હું તદન નાલાયક હોવાથી."

દાદી-પીલાં—ખુદાયજી પાયા (બન્ને ખુશી થાય છે.)

મનજી—" તમો કોઇ વધારે લાયક જુવાનીયાને તમારી બેટી હવાલે કરજો અને મે આપેલી તસદી માફ કરજો." દુવાગીર સેવક અરદેશર પતંગીયા

દાદી—(પાછળથી ટીંગાઇને જોઇ) આય અક્ષરમાં કંઇ ઘોંટાળો જણાય છે. પણ આય તાજે કલમમાં શું લખ્યુંછ ?

**મનજી**—લે બા તુંજ વાંચ.

**દાદી**—તાજે કલમ "વાંચીયા અગાઉ કાગલને બાળી નાંખજે" આય તાજે કલમ ફ્કત અદીનાં હાથથી લખાયલો છે ખરો.

**મનજી**—આય અમારૂં કેવું અપમાન! આય છોકરો પણ તેની અર્ધ ચકડોળ બેહેન જેવોજ છે.

**પીલાં**—બાવાજી અદીતો આપરાં લોકોની હસી કરાવવા બેઠોછ.

**મનજી**—આય બીજી વખતે આપુને ઘધેડા બનાવ્યા. પેહેલી વખતે તેની ઘેલી થએલી બેહેન થકી મે માફ કીધો હતો, પણ હવેતો મારી દીકરી, મારાં કલેજા? બેટા હિમ્મત રાખ, મી૦ દાદીબા મારી દીકરીને ટેકો આપજો! કદાચ આય અચાનક ખબરના ધડાકાથી તે બેશુધ્ધ થઇ જસે. (દાદી પાછળથી પીલાને પોતાની પીઠનો ટેકો આપે છે) હવે તો તારા બાપને પોતાનાં લોખંડી વિચારથી કામ લેવું જોઇએ; એ હવે કદીપણ મારો જમાઇ થઇ શકશે નહિં.

**પીલાં**--(જાણી જોઇ દાદીનાં હાથમાં પડતાં) ઓ બાવા!.

**દાદી**—મનજી શેઠ આય છેલ્લી ઘડી લુધી મારી લાયકી અને નરમ સ્વભાવને લીધે મારૂં મ્હોનું સદાબરૂં ચુપ હતું, પણ હવે વધુ વાર આય ધ્રુજતી ધડકતી છાતીને તતરબંદ ડગલામાં છુપાવી શકોસ નહિં.

[પીલાને તેવીને તેવી હાલતમાં મનજીના દિલપર અઢેલાવે છે, અને પોતાની છાતીપર હાથ મારે છે]

**દાદી**—મારો જુસ્સો દુધના પફની માફક ઉભરાઇ જવા માંડયો છે (કોટનાં બટન ખુલ્લાં કરે છે)

**મનજી**—દીકરા ધીરો થા, છાતી ખુલ્લી થસેતો સરદી લાગશે બટનને પાછાં પોઇ દે.

**દાદી**--હવે તો મારા હૈયાના બટન મારે ખુલ્લાં કરવાં જોઇએ. ગમે તે હોય, મારો દોસ્ત યા દુશમન તેણે તમારી ચેહેરે નમુન બેટીને બિયાબાન પ્યારનાં અખાડામાં તજી દીધી છે. મને એની નાડ જોવા દેવો? (નાડ તપાસતાં હાથને ચુમી લે છે) બાઇ જોવ! મારી પાસે ગમે તે માગો, તમુને ગમે તેટલી મને રીતની બીખથી નવાજી નાખો પણ મને આય બેમુલ ગોહર આપી દેવ.

**પીલાં**--(જાગી ઉઠી) બાવા હા બોલોની ? આપી દેવોની ?

**દાદી**—અય દિલચસ્પ દિલબદન દિલનવાજ દિલફરોશ ગુલીસ્તાને ખાનદાને મનજી પટેલીસ્તાન, તારી મુહબતની મંજુરીયાતથી મુજને મલ્યુંછ ફુલ જેહાનનું ખાનપાન માન ને ચાંદ ? મનજીબા તમારી જઇફ આંખોનાં પોપચાં છેલ્લી અંતી ઘડીએ વીચાય તે આગમજ તમારી રજા આપો.

[તેટલાં અદીનો અવાજ આવે છે.]

**મનજી**—એ મારા જમાઈનો આવાજ, વળી પુટી નિકળીયો ખરો !

**અદી**—(હાલ હવાલ હાલતમાં ધસી આવે છે) આખરે હું જીત્યો ?

**સર્વે**--અદી ?

**અદી**—મે તમુને ઘણાં ખોટી કીધાં પણ નાચાર છેઉં. મારો ખુલાસો સાંભળી તમો મારી તરફ દિલસોજી ધરાવસો.

**મનજી**—મીસ્તર હવે તમે અંહીથી ચાલી જાવ

**અદી**—(પ્યારથી) પીલાં મારા કલેજા ?

**પીલાં**—(પીઠ ફીરવી) હવેથી મને ગીલીગીલી લાગે તેવું ના બોલતાં ?

**અદી**—બીરાદર દાદી ? મારા જાની દોસ્ત ! હું તારો કેટલો આભારી છેઉં ?

**દાદી**—મુવો તું-આવી કાંએ મુવો ? (ફરી જાય છે.)

**અદી**—તમો સઘળાંને થયુંછ શું ? મારી તરફ પીઠ સાની ફેરવોછ ?

**મનજી**—(છેડઈ) આય તારૂં તોફા કાગલ વાંચતાં મારી બેટીનું બિલોર જેવું જીગર ફાટી ગીયું.

**અદી**—હવે સમજયો. પણ તમે પેહેલ્લેથી તાજે કલમ કાંય નહિ વાંચ્યું ? મારીજ ભૂલ થઇ, પેહેલાં તાજે કલમ લખીનેજ કાગલ લખવાનું શરૂ કરવું જોઇતું હતું.

**મનજી**--અરદેશર હવે હું આય કાગળની રોશનીમાંથી સાફ જોઇ શકુંછ કે તું પણ તારી બેહેન જેવો ચકડોલ છે.

**અદી**—હું ચકડોળ ?

**દાદી**—જો ચકડોળ નહિ તો ભેજાંનો ખસેલો.

**મનજી**—આય કાગળ લખીયા પછી આવતાં શરમાવું જોઇએ.

**અદી**—હું તો પીરોજા સાથે પણુવા આયોછ.

**પીલાં**—(ધભરઇ) મારી સાથે પણુવા ? ઓ બાવા. (વળગે છે.)

**દાદી**—મુગોમર, એના બિસાર જેવા જીગરને તરેલ પડેછ તે તો જો ?

**અદી**—પણ મેહેરબાની કરી મારો ખુલાસો તો સાંભળો ?

**પીલાં**—બાવાજી હવે એ વાત જવા દેવો.

**અદી**—તમો મારા કાગળ ઉપરથી એટલુંબી નહિ સમજયાં ? મારી બેહેનને થંડી પડવા માટે મે લખ્યું.

**દાદી**—(બાજુ પીલાંને) એ વળી બીજી બાજી રમી આપરૂં ગોઠવેલું ખોરવી નાખસે.

**અદી**—બીચારી મારી બેહેન પોતાના દુખી સંસારથી તદન ઘેલી થઇ ગેઇછ. જેની સાથે પરણી તે એક બદમાશ નીકલ્યો, તેને મારફાડ કરી ઘેરમાંથી હાંકી કાઢી અને એક પુરા બચ્ચાંની સારવાર કરતાં ઘેલી બની.

**દાદી**—(બાજુ) જુઠું અડાવવામાં એના જેવો દુનિયામાં કોઇબી નહિં હોસે.

**મનજી**—ત્યારે આય કાગળ કાંય લખ્યું ?

**અદી**—જીલુ બેહેનને ખુશી રાખવા ? મારાં બેહેનનાં લગન અસુખી નિવડવાથી તે કોઇના પણ લગનની વાત સાંભળી તેને ધિક્કારથી તોડી નાખવા અનીકનાં તારા તોડેછ, તેથી મે તેને થંડી પાડવા લખી કાઢયું પણ હું આય કાગળ સાંતીને ફાડી નાંખું તેટલાં તેણીએ પોસ્ટ કીધું.

**મનજી**—(પીધલી) વાત એમ છે દેખું ? (પાસે બેસાડી) વારૂં તારી બેહેનને હમણાં કયાં રાખીછ ?

**અદી**—મેં જીલુ બેહેનને તાળાકુંચીમાં રાખી મુકીછ તે હવે આપુને કદી તકલીફ આપી શકશેજ નહિ.

**દાદી**—(બાજુ) ભુલે ચુકે છટકીને નાહસી આવશે તો જરૂર તારી કમબખતી કરસે.

**મનજી**--દીકરા તારૂં કેહેવું ઘણું વાજબી છે. મી૦ દાદીબા ?

**દાદી**--બોલો સાહેબ ?

**મનજી**--મારી ધણીયાનીને જઇ કેહેવો કે પીલાને અદરાવવાની તઈઆરી કરે.

**દાદી**--(ઘણુજ હાએ સોસારાથી) મારી પાસે મારૂં જીગર રહ્યું નથી. હું કેમ ચાલી જઇને કેહું ?

**મનજી**--જીગર શું ચીજ છે ? તમુને પગતો છેની ? પગે ચાલીને જઈ કેહવો.

**દાદી**--આય અંતની ઘડીએ બન્ને પગો વટીક લુલાલચ બની ગીયાંછ.

**મનજી**--એમ ગધેડા ના થાઓ, દરીયામાં એના કરતાં વધારે સારી માછલી મળી જશે ત્યાં જઇ બીજી શોધો.

**દાદી**--બાવા જાન માછલીને પકડીને મને શું કરવુંછ ? મને તો આય તમારી દીકરી જોઇએ. (જાય છે.)

**પીલાં**--ઓ બાવા ! ઓ બાવા ! હું મુઇ (દલગીર બને છે.)

**મનજી**--બેટા ધીરી થા ! હિમ્મત રાખ ! ખુદા સારૂંજ કરશે. (બન્ને જાય છે.)

**અદી**--(ખુશીથી નાચતાં) ખુશહાલી, ખુશહાલી, હવે તમામ મેદાન ખાલી, બંદાને મળશે પ્યારી. હવે બનાવટી જુઠી બેહેન કે મનીજેહની બિડીક નથી રહી. મારી ચાલાકીથી આખરે મેં તેણીને હંફાવીછ. (ખુશી થતો જાય છે).

**મનીજેહ**--(ગુસ્સામાં દાખલ થાય છે) મને એવું થાએછ કે કોઇને પીખી નાંખું. નહિ તો ચીસાચીસ કરી મુકી, ઘેરનાં છાપરાં તોડી પાડુ. અદીએ મને ફસાવી એક દોસ્તના ખાલી ઘેરનાં ઓરડામાં બેસાડી બહારથી કલ કુંચીથી બારણું બંધ કરી નહાસી ગયો, પણ હવે તેને મારો પુરેપુરો સવાદ ચખાડસ તોજ ખરી.

[મનજી મોટી કાતર વડે કપડું કાપતો દાખલ થાય છે.]

**મનજી**--ઘેરનું કામકાજ પણ મને મારા હાથે કરવું પડેછ. શું કરીએ ! બૈરીને રાજી રાખવા તે જે કામ સોંપે તે કરવું જોઇએ.

**મનીજેહ**—(બાચીમાંથી પકડી) આ મનજી ધરડા ?

**મનજી**—(હેબતાઇ) આ જીલુ બેહેન ? મેડ હાઉસમાંથી કયારે આવી માં ?

**મનીજેહ**—અરદેશરને કહાં છુપાવીયોછ બોલ ?

**મનજી**—મને શું ખબર મા ? હું તો આય કપડું વેતરતો તો..

**મનીજેહ**—જયાં સુધી મારા સવાલનો જવાબ આપસે નહિં ત્યાં સુધી વધારે કાપકુપ કરવા દેવસ નહિં. (કાતર છીનવી સામા ચપકા મુકે છે.)

**મનજી**—જીલુમાં સંભાળજે ગુસ્સામાં સાડી ઉપર કાપ નહિ મુકાઇ જાય ?

**મનીજેહ**—તારી દીકરીને આય અદી સાથે પરણાવ તો ખરો ? પછી જોજે હું કેવી કાતરથી પીલાને વેતરી નાખુંછ તે ? (ચપચપ અવાજ કરે છે.)

**મનજી**—હું નહિ પરણાઉં મારી મા (આસપાસ ખસતાં) આજે તો એનું ઘેલાપણું ઘણું વધેલું લાગેછ ? બાઇ મારી જરા થંડી પડ.

**મનીજેહ**—થંડી પડું ? કેવી રીતે ? જ્યાં જ્યાં મારાં પગલાં જસે ત્યાં શાન્તિ કદી રેહેસે નહિ.

**મનજી**—હું પણ તેવુંજ ધારૂંછ માંરી મા ? આય ઘેરપરથી મીઠો ગાળો મુક.

**મનીજેહ**—હું તો હવે અહીંજ રેહવા આવીછ.

**મનજી**—ત્યારે તો ભોગ મારા, મને બધી ખબર મળીછ.—તમારો ભુંડો ધણી, તમારીપર તેણે ગુજારેલો સીતમ, છોકટ ધણીનો સંતાપ, બીમાર બચાંની માવજત કરતાં થએલાં ઉજાગરા, આવા સામટાં દુખોથી તમારૂં ભેજું ખસી તમે ઘેલાં થયાંછ.

**મનીજેહ**—જુઠી પટપટ ના કર, મુગોમર.

**મનજી**—બેહેન જીલુ મા ?

**મનીજેહ**—મારૂં નામ જીલુ નથી.

**મનજી**—હવે તો એ પોતાને બીજી કોઇ ધારેછ.

**મનીજેહ**—હું મીસ મનીજેહ મેહેરમસ્ત છેઉં. તમારી દીકરીને અરદેશર સાથે અદરાવવાની હું તદન અગેન્સ્ટ છેઉં. જો તમારી દીકરીને પરણાવસો તો યાદ રાખજો (કાતર આખી ઉઘાડી મનજીના ગલાંપર ધરેછ.)

**મનજી**—તું કેહે તે કબુલ, હવે તો થંડીપડ?

**મનીજેહ**—જો તમારૂં વચન તોડસો તો મારા ગુસ્સાને યાદ કરી ધ્રુજજો.

**મનજી**--આય તમારા હાથમાંની કાતરના ચપકાની મને બહુ બિહીક લાગેછ.

**મનીજેહ**—હવે જણાવો અદી કહાં છે?

**મનજી**—પેલા ઓરડામાં છે.

**મનીજેહ**--ઠીક છે (પાછી ફરી) યાદ રાખજો તમે મને વચન આપ્યુંછ?

**મનજી**--હાજી હાજી.

**મની**--વચન તોડસો તો તમારૂં ગળું મારી કાતર સાથે કેવી કોટી કરસે તે જો જો.

**મનજી**--ઘણી મેહેરબાની.

[મનીજેહ કાતરના ચપકા ભરતી ઓરડા તરફ જાય છે, અંદરથી એનટોનીયો નીકલતાં તેને ભોંકી હસે છે, એનટોનીયો બુમપાડી નહાસે છે. મનીજેહ દરવાજામાં દાખલ થતાં મનજી પછવાડેથી બારણું ઢાંકી દે છે.]

**મનજી**—આય ઓરત એટલે સત્યાનાસી! કોણ જાણે આવા ઘેલા ગોધાને છુંટું કાંય મુકયું હોશે? હવે તો એને ઓરડામાં બંધ કીધેલી ઠીક.

[બહારથી બારણું બંધ કરેછ.]

**અદી**—(પછવાડેથી દોડતો આવે છે) આ મારા સસરાજી શું છે?

**મનજી**—ચૂપ બા એક બોલ નહિ.

**અદી**—પણ છે શું?

**મનજી**—બીલકુલ ધીમે બોલ. પગલાના અવાજ કીધા વગર પસારથા. મારી દીકરીને ચેતવી મુક; જલદી નહાસ નહિ તો બધાની કમબખતી જાગસે.

[બન્ને ટીપટોપપર ચાલે છે. પછવાડેથી મનીજેહ હરતી આવે છે.]

**મનીજેહ**--આય બુઢા ધુવડે મારી પછવાડે બારણુ બંધ કીધું પણ હું પાછલે બારણે તેમની પુઠેંજ છેઉં, તેની કયાં ખબર છે ?

**અદી**—મનજીબા શું છે ? એમ શું કરોછ? (મનજી તેને ઇશારતથી પછવાડે પછવાડે આવવા ચેતવે છે.) એ એમ નહાસભાગ સાની કરોછ ?

[મનજી નહાસે છે. પાછળથી અદીનો કોટ મની-જેહ પકડે છે.]

**અદી**--માર્યા ઠાર ! તુ કે મારી મનીજેહ ? તુને જોઇ કેવો ખુશી છેઉં ડીયર ?

**મનીજેહ**--હવે મારી સામે લીસા સાબુ જેવી વાત નથી ચાલવાની સમજ્યો કે ? બાઇ માનસને ભોલવી ભમાવી પટાવી ખાલી ઘેરમાં બેસાડી કળકુંચીમાં બંદ કરી નહાસી આવતાં શરમાઉં જોઇએ.

**અદી**—મારા સમ હું તો તારા માટે નવું બાડેનું ફરનીચર વસાવવા થકી અતરે આયો તો કે, ઘેર સણગારીને તુને મારા રાજમાં રાણી બનાઉં ?

**મનીજેહ**--મારો પ્યાર હવે ધિક્કારમાં બદલાયોછ, મારા ધિક્કારનાં કાગાસનો છાપ તારા ને તારા થનાર સસરાનાં મ્હોનાપર આબેહુબ હું છાપી બતાવસ.

**અદી**—હં હં એટલી બધી ધમક રાખોછ કે ? ચાલો બતાવો તમારી હિમ્મત ? હું ચેલેંજ મુકુંછ.

**મનીજેહ**—હું તમારી ચેલેંજ ઉપાડી લેઉંછ ? (મોટે) બૉય બૉય ઇધર આવ.

**એનટોન્યો**--(દોડી આવી) બાઇ સાબ કયા હુકમ ? (બાજુ) અબ આપણા કામબખતી હાએરે.

**મનીજેહ**—દેખો બહાર પોલીસ સીપાઇ ખડા હોગા, ઉસકો બુલા લાવ.

એનટોન્પો--અચ્ચા મોડમ સાબ. (જાય છે.)

અદી—તું શું કરવા માંગેછ ?

મનીજેહ—તમારીપર ખુનનો ચાર્જ મુકવોછ. હમણાવેર મને હંફાવી હવે મારી બાજી જોઇ લેજો.

એનટોન્યો—બાઇ સાબ દેખો એ પોલીસ હએ.

મનીજેહ—સીપાઇ ઇસકો પકડો, ઇસને ગઇ રાતકો એક આેરતકા ખુન કીયા હએ.

પોલીસ—કીસને દેખા ? કીસ બાજુપર ? કીસકા ખુન ?

મનીજેહ—ગઇ રાતકો ઇસને એક બાઈકો ઇસઘરમેસે ભગા લે ગયા, ઉસકો ખાલી ઘરમે બંદ કરકે મારડાલા.

એનટોન્યો—અરે બાપરે બડા ખોરાબ આદમી હાએ.

અદી--(મશકેરીમાં) પુલીસદાદા ઇસકો પુછો, જો આેરતાકા ખુન હુવા ઉસકા નામ કયા ?

મનીજેહ—ઉસકા નામ મીસ મનીજેહ મેહેરમસ્ત થા.

અદી--(ચાટ પડી) આેહ ! (વિચાર કરી) વારૂં કોઇ સાક્ષી ?

મનીજેહ--પોલીસમેન હમને હમારી આંખુસે દેખા.

અદી—હવે જોજે તુંજ ફસસે; અબ દેખો સીપાઇ દાદા ઇસકો પુછો, ખુદ એ બાઇકા નામ કયા ?

મનીજેહ—મેરા નામ જીલુ ગોરાણી.

અદી--બીલકુલ જુઠ.

મનજી--(દાખલ થઇ) આ જીલુમા તમે હજી મીઠોગાબો નથી મુકયો કે ?

મનીજેહ—સૂના ? હમારા નામ જીલુ ગોરાણી. એ બોલા સો સબ જુઠ હય.

અદી--ફસ્યો મારા બાપ.

મનીજેહ—મી૦ અરદેશર તમારાં લગન મારે કોઇબી રીતે અટકાવવાં પડશે. હવે તમુને ફોજદારી અદાલતમાં ગુન્હાનો બચાવ કરવો પડસે, તેનો વિચાર કરજો. પોલીસમેન અબ તુમારા ડયુટી હએ કે ઇસકો ઘરકે બહાર જાને નહિ દેના. સાહેબજી !

[અદીની મંઝાબ કરતી અંદર જાય છે. સીપાઇ લાંબી ફલાંગ ભરતો ચોકી કરે છે.]

મનજી—(ગુંચવઇ) અદીબા આય તમારી બેહેન શું કરી રહીછ ?

અદી—સસરાજી હવે તો બાજી છેક સંકોચાઇ મારા ગળામાં ફાંસ નાખવા તઇઆર થઇ રહીછ.

મનજી—(તપાસે છે) જોઉં બા ક્યાં છે ફાંસો ?

અદી—હવેજ તમારી નજરે પડસે, જરા બહાર ખુલ્લી હવામાં ચાલો, નહિતો હું ગુંચવાઇ જવસ.

પોલીસ--(અટકાવી) અબ તુમ યહાંસે જા નહિ સકેગા, હમને દુસરે સીપાઇઓંકો બુલાને ભેજા હય.

અદી—કયા મય ભાગ જાનેવાલા હું ?

પોલીસ——જરાભી યહાંસે બહાર જાનેકી કોશીસ તો કરો ? મએ સીટી બજાકે દો ડજન સીપાઇ બુલાકે જકડ લેજાઉંગા. (પેહેરો ભરે છે.)

મનજી—ત્યારે હવે મારે સું સમજવું ? મારી દીકરીનું કાજ સંધાવા સાથે ચીતલ ભાગવાનો આય સોદો થયોછ બા.

પીલાં—(ધભરાતી આવે છે) ઓ મારા બાવા હવે શું કરીએ ?

મનજી--ઓ મારી દીકરી તું નીરાસ ના થા.

પીલાં—હું તો હવે તદન નાસીપાસ બનીચ, દાદીબા પણ કેથે ચાલીગીયાં.

અદી--(યાદ આવતાં ખુસી થઇ) સસરાજી, સસરાજી મને એક બાજી સુજેછ.

પીલાં—બાવા જવા દેવરે, આય પાજી માનસની બાજીપર ભરોસો ના રાખો.

મનજી—ચુપ રેહ દીકરા અદીને વળી કંઇ નવો વિચાર સુજયોછ.

અદી--આપરે આય પોલીસ પાસે સાબેત કરશું કે ખરી મનીજેહ મરી નથી ગેઇ, અને જયારે ખરી મનીજેહ કેહેછ કે તે પોતે મનીજેહ નથી તો આપરે એક બનાવટી મનીજેહ પેદા કરીએ.

મનજી—મને તો આય તારૂં આબડમ ગોબડમ કંઇ સમજ નથી પડતું.

**અદી**—આપણે આય બોથડ પોલીસ મેનને તેડી બતાવસું કે આપરી પીલાં તેજ ખરી મનીજેહ છે. એટલે ખરી મનીજેહ જયારે તે જોસે એટલે તે મરીજ નથી ગેઇ! પછી ખુન શું ને વાત સાની?

**મનજી**—વાહ કેવી સરસ બાજી? (બન્ને તાલી આપી ખુશી થાય છે.)

**પીલાં**—બાવાજી હું એ કંઇ સમજી શકતી નથી. એ મનીજેહ વળી કોણ મુઇછ?

**અદી**—તુંજ મ્હારી વહાલી. ફકત બે મિનિટ સુધી મનીજેહ નામની બનીજા. એ પોલીસ મેન.

**પોલીસ**—કયા હય બોલો?

**અદી**—દેખો પોલીસમેન વોહ દીવાની બોલતી હએ કે મએને ઔરતકા ખુન કીયા વોહ બાત સબ જુઠ હએ.

**પોલીસ**—કીસ તરેહસે?

**મનજી**—જે બાઇકા ખુન હુવા વોહ મનીજેહ બાઇ તો એહ યહાં જીતી હએ.

**પોલીસ**—અયસા? જબતો પોલીસકો જુઠી ખબર દેનેકે ચાર્જ-મે હમ ઉસ ઔરતકો કએદ કરેગે.

**અદી**—હં અએસાજ કરો.

**પોલીસ**—કયા તુમ ખુદ મનીજેહ બાઇ હએ?

(પીલાં ડોકું હાનુ કરે છે. દાદી દાખલ થાય છે.)

**દાદી**—પીલાં? કેમ મીસ પીરોજા શું છે?

**પોલીસ**—તુમ કયા બોલા? (મનજી, અદી એકમેકને ઈસારા કરી જીભ કરડે છે).

**દાદી**—હમ બોલા (પીલાને બતાવી) મીસ પીરોજા; એ બાઇ અપને મનજી શેઠકી બેટી હય.

**પોલીસ**—તબ તુમ મીસ પીરોજા મનજી હએ? વોહ મર ગએલી મનીજેહ નહિં હએ?

**મનજી**—**દાદી**—(સાથે) નહિં—નહિં—નહિં.

**દાદી**—(પોલીસને ખેંચી) હમારે ઘરકે બાતમે તુમ સીર ફોડને વાલા કોન?

**પોલીસ**—બાબા લોગ તુમ હટજાવ, અબ હમ ઇસ ઘરકે સબ આદમીકો ચોકીપર લે જાએંગે.

**અદી**—(દાદીને) ગધેડા !

**મનજી**—( ,, ) બેવકુફ !

**પીલાં**—(વળગી) મારા વહાલા.

**દાદી**—બેવકુફ હું નથી પણ તું છે. એણે મનીજેહપર જે જુલમ કીધોચ તે બધી વાતની મને ખબર છે.

**મનજી**—ત્યારે શું અદીએ મનીજેહ નામની કોઇ છોકરી ઉપર. જુલમ કીધોછ ?

**અદી**—(કરગરીને) સસરાજી તમે મને શું એવો બદમાશ ધારોછ કે મારી સગી બેહેનનું કદી ખૂનબી કરૂં ?

**મનજી**—બેહેનનો કયાં મેકો તાનેછ ? એ તો કોઇ મનીજેહની વાત છે.

(મનજી પીલાં જાય છે.)

**અદી**—(દાદીને) મારા દુખના વખતનાં સાથી હું તારી પાસ મારી છેલ્લી અપીલ કરૂંછ.

**દાદી**—દોસ્તની હસ્તી હવે રહી નથી,

**અદી**—મે મનીજેહને કોઇ રીતે સતાવી નથી પણ તે મારી પુઠે અત્રે આવી, આય બધાં બોહતાનો જોડી તુફાન મચાવીયુંછ.

**દાદી**—તારૂં કાજ થતાં અટકાવવા માટેજ કીધુંછની ?

**અદી**—હા, મારી વહાલી પીલા સાથનું કાજ તોડવા માટે.

**દાદી**—એ શું બકેછ ? પીલાં હજી કાંઇ અદરઇ નથી તે પીલાં કોણુની ?

**અદી**—મારા ભલા દોસ્ત તું મને બચાવવામાં મદદ નહિ કરશે !

**દાદી**—હું કેમ મદદ કરૂં ?

**અદી**—તું કસમ ઉપર જણાવ કે મનીજેહ તેજ મનીજેહ છે એટલે મનીજેહનું ખુન થયું નથી, એ સાબેત થશે ને હું છુટો થવસ.

**દાદી**—મને હવે એવું કંઇબી બોલવા ના ફરમાવ. મારૂં સાચ્ચું હૈયું તું જાણેછ ? આય હૈયામાં હરીશચંદ્ર જેવું સત્યવાદીનું કલેજું અને રોમ્યો જુલીયટનો ધગધગતો પ્યાર હમેશાગી સુધી બલતો રેહવાનો.

**અદી**—મારા દોસ્ત, તું હમણા વેર ખરો વફાદાર દોસ્ત પુરવાર થયોછ !

**દાદી**—(હરકાટીને) હવે આપરે અદાલતમાં તપાસની વખતે મલશું. ( જાય છે. )

**અદી**—મને લાગેછ આય બેહેલી ભગતની ખાટીમીઠી નજર મારી પીલાંપર ભોળાયલી છે.

**મનીજેહ**—(દાખલ થઇને) મેં મારી જીભને કોણુ જાણે ભુલમાં કયાં મુકી દીધીછ ?

**અદી**—હું પુચ્છુંછ કે તું તારી કાતર જેવી જીભ હમેશની પાછળ મુકી આવી હતે તો મને એમ ખુવાર નહિ કરતે. મનીજેહ, તું શું શોધેછ ?

**મનીજેહ**—મારો મરઘો.

**અદી**—આય કંઇ મજાખ મશકેરીનો વખત નથી. જો યાદ રાખજે, જો હું તારી સાથે પરણુસ તો તુંને રીબાવી રીબાવીને મારસ.

**મનીજેહ**—જયાં સુધી ઔરાંનાં માથાંમાં પુરતી રાઇ છે ત્યાં સુધી મોટીડાઓથી તેમને બીહવાનું કારણુ નથી.

**અદી**—જો જો બધાનાં દેખતાં તું કહી દે કે મનીજેહ મરી નથી ગેઇ !

**મનીજેહ**—જયાં સુધી તારૂં કારજ ભાંગે નહિ ત્યાં સુધી મનીજેહ મુવેલીજ રેહેશે.

**અદી**—પોલીસમેન ઈધર આવ.

**પોલીસ**—કયા હએ ?

**અદી**—મએને ઇસ ઔરતકા ખૂન કીયા હએ.

**પોલીસ**—બેવકુફ એહ કયા બકતાં હએ ? કયસા હો સકતા હએ ? એહ તો જીન્દા ખડી હએ, ઇસને તો તુમપર ગુનાહ લગાયા હએ !

**મનીજેહ**—એહ સચ બોલતા હએ. હમ દોનોને મીલકે મનીજેહકો માર ડાલા.

**પોલીસ**—( અજબ થઇ ) અરે ઇસકી ? એ તો બડા મશહુર કેસ હોગા. ઇસ ગુનાહકી તલાશ તો દસ બીસ સીર મીલાકે કરના પડેગી.

[ મનજી, દાદી, હગબઇ, પીલાં દાખલ થાએ છે.]

**હમબઇ**—ઓ વળી આય બન્ને જણા મારા ઘેરમાં રોખરૂં જગાડવા વળી પાછાં આયા કે ? મનજી, એમને કાઢોરે ? મારૂં બચ્ચું હેબતે હેબતે મરી જાયછ જો.

**અદી**—જરા ધીરાં પડો. હું મીસ પીરોજા ઉપરથી મારો હાથ ઉઠાઉંછ; હવે દાદી, ખરૂં બોલ; તું શું જાણેછ?

**દાદી**—હું કશું જાણતો નથી.

**અદી**—મનીજેહ! મારી આય છેલ્લી અપીલ તારી પ્રીવી કાઉનસીલ પાસે છે, હવે મને બચાવી લે.

**મનીજેહ**—(હમબઈને) તમારી દીકરી સાથે અદરાવા આગમજ આય લાલાજી તો વરસો થયાં મારી સાથે અદરાઇ ચુકા હતા; પણ મને હાથ તાલી આપવા તમારા ઘેરમાં કોરગાપણું કરવા ભરાયા, તેમાંથી એમને બચાવવા મેં આય બધી માથાં દુઃખણ કીધી.

**હમબઇ**—ત્યારે તમે જીલુબાઇ નહિ કે?

**મનીજેહ**—મેં તમુને ઘણું સમજાવ્યું પણ તમે મારૂં માન્યું નહિં.

**મનજી**—અમુને શું ખબર! આય કોરગા અદીએ તો અમુને તમારા દુઃખની કહાંની કહી તમુને દેવાની ઠોકી બેસાડી નચાવીયા, ને અમુને સાથે સાથે રડાવીયાં.

**દાદી**—મેં તો મારા દોસ્તને તેના કામમાં આંખ વીંચી મદદ કરવાનાં વચનથી બંધાવાને લીધે એનું જુઠાણું મેં ચાલવા દીધું, ને બધા ભેદ જાણવા છતાં વચનને સાચો નિવડયો.

**અદી**—એપણ હું કબુલ કરૂંછ કે પૈસા ખાતર મેં તમારી દીકરીપર જાન્ન પાંથરી પણ તમારી દીકરીની બેદરકારી કરતાં મારી મનીજેહની જાન ફેશાનીની અપ્રાડઝીક તેની તુફાની ચાલ છતાં મને ઘણી વહાલી લાગેછ, અને તેથી તમારી તવંગર પીલાં કરતાં મારી મનીજેહ હવે મને લખેશરીની મનીબેગ જેવી લાગેછ.

**મનીજેહ**—બૈરીના પૈસાપર ચાહ રાખી વગર દિલે દિલ બાંધી પછાડા ખાવા કરતાં ખરા હેતવંતા જીગરની સાચી જાનફેશાની લાખો લાખ રૂપીયા કરતાં વધારે મીઠી છે, તેથી અદી, હું મારો હાથ મારી રાજીખુશીથી સોપુંછ, તે ઝટ સ્વિકારી મારો ઉપકાર માન.

(હાથ લાંબો કરી સોંપે છે. અદી ગુઠને પડી તેપર કીસ લે છે.)

મનજી--કેમ દાદીબા, હવે તમારો શું વિચાર?

દાદી—(બાજુમાં કોણી મારતાં) તમે ના શરમાવો બોલી દેઓ.

મનજી—મારી દીકરીની રાજીખુશીથી દાદીબા સાથની માંગણી હું પણ કબુલ કરૂંછ.

પીલાં—(વળગી) બાવા, વહાલા બાવા, તમે કેવા ભલા છેવ!

હુમબાઇ—માં જ્યાં જાય ત્યાં સદા સુખી ને ઘેરની ભરીપુરી રેહજે.

મનીજેહ—હવે આય પોલીસ સારજંટે આપરાં કામમાં જે મદદ કીધીછ તેની આશીદાદ આપી એને પણ રાજી રાખશું.

(નોટ આપે છે.)

દાદી—ત્યારે આખરે મેં મારા દોસ્તને આપેલાં વચનને ખાતર વિશ્વામિત્ર જેવા અદી અને મનીજેહનાં ઉંધાચતાં આય ઘેરમાં ચાલવા દીધાં, મારી વહાલી પીલાને છેલ્લી ઘડી સુધી બીજાની થવા દીધી, પણ આખરે હું ખરો હરીશચંદ્ર જેવો કસોટીમાં સાચો નિવડયો, ત્યારેજ મીસ મનીજેહની મસ્તી ફાવી, એ લગન હસ્તીમાં આયાં તેથી આકાશી દેવતાઓએ ફુલોની વૃષ્ટી કીધી-માટે સલામ, સુખી રેહજો ને હસ્તા સદા વસ્તા રેહજો.

(મનીજેહ, અદી ને મનજી હુમબાઇ ને સીપાઈ જાય છે; દાદી, પીલાંને ઇશારત કરી પાછી બોલાવે છે, તે શરમાય છે.)

ગાયન

પીલાં—

અંતે ફતહે થઇ ભલાઇમાં,
ફસીયાં પાજી ઠગાઇમાં.—
દિલમાં વસ્યો દિલજાન તું મુજ જાની,
સુખમાં વસ્યે હરઆન રહી દિલ જાની.
અરે હારે અંતે ફતહે થઇ ભલાઇમાં.—
જીંદગીનાં સુખ દુઃખનાં સાથી, પાક રહીને થઈશું,

દાદી— રમી બાજીનાં પાનાં, કંઇ પાજી રમાડી;
જીગરની પામી રાણી-અંતે ફતહે થઇ૦



## અંક ૩ જો—પ્રવેશ ૪ થો.



### સ્થળ—બેહેરામશા બેંકરનો ઑફીસ રૂમ.

[ એક તરફ ડાબી ગમ અગાશીપર જવાનો મેહેરાબ, ઓરડામાંની એક સળીયાવાલી બારી. ઉઘડતી, જમણી તરફ બહાર જવાનો દરવાજો, તેની પાસે ઘેરમાં જવાનો દરવાજો, ઓરડા વચ્ચે રાઇટીંગ ટેબલ, તીજોરી, બુકકેસ, ટેબલ ઇલેકત્રીક લેમ્પ. શિયાવક્ષ તીજોરીમાં બુકો મુકી બંધ કરતો જણાય છે. બેહેરામશા કાગળો લખી બધું કામકાજ આટોપી લેતાં જણાય છે. )

**બેહેરામશા**—બેટા શિયાવક્ષ

**શીયાવક્ષ**—શું કેહેવોછ બાવા ?

**બેહેરામશા**—આજે મેલનાં કાગલીયાં લખતાં ઘણું મોડું થયું, હવે હું સુવા જવસ,

**શીયાવક્ષ**—બાવા હું થોડો વધુ વખત બેસવા માંગુછ.

**બેહેરામશા**—બેટા તું ફરી પેલા નાદીરને મલ્યો તો નથીની?

**શીયાવક્ષ**—બાવા, ગઇ કાલે તે મને રસ્તામાં મલ્યોતો.

**બેહેરામશા**—દીકરા આવા શકભર્યાં માણસથી દુર રહેલું સારૂં, આપણી કુંપની લાયકનો એ શખ્સ નથી, વારૂં સાહેબજી. (જાય છે,)

**શીયાવક્ષ**—સાહેબજી પપા. મારીપર એવણુનો કેટલો બધો ઇતબાર છે? મેં આવા ભલા બાપને કેવી રીતે છેતર્યાં છ? તેની એમને ખબર કયાં છે?. ખુદા હું આય બદમાશ નાદરની ચુંગાલમાં કેમ ફસી ગયો? એણે મારે હાથે અનેક ગુન્હા ભર્યાં કામો કરાવી પોતાની સંફનો બનાવીયો, હવે છુટવાનો કોઇ રસ્તો રહયો નથી.

[બાજુનું બારણું ઠોકાય છે શીયાવક્ષ ઉઘાડે છે,]

કોણુ નાદીર? તારૂં અંહી શું કામ છે ?

**નાદીર**—(જુઠો ધભરાટનો ડોળ ઘાલી) શીયાવક્ષ જેમ બને તેમ મુંબઇ એકદમ છોડી ચાલી જા. તારા પપાની સહી કરેલો ચેક પકડઇ

આયોછ. તારો બાપ વટીક હવે તુને પોલીસના હાથમાંથી બચાવી શકાશે નહિં, મારા માનસે ચેક વટાવતાં કરેલી ગફલતીને લીધે તારી ફોરજરી શકમંદ થઈ પકડઇ ગેઈછ.

શીયાવક્ષ—શું મારી સહી જણાઈ આવીછ?

નાદીર—હા. અને તેથી હું તને ચેતાવવા આયોછ.

શીયાવક્ષ—ઓ ખુદા.

નદીર—હવે બચવા માટે એકજ રસ્તો છે.

શીયાવક્ષ—બોલ હવે શું કરૂં?

નાદીર—રાતની છેલ્લી ટ્રેન પકડી પાડ, હાલમાં કેથે દુરદરાજ નહાસી જા. તુને બચાવવા માટે હું મારી દરેક અકલ હોશીયારી વાપરસ.

શીયાવક્ષ—મને વિચાર કરવા દે. હું કયાં નહાસું? મને ફોરજરી કરવાનું કીયા અભાગ્યે ચોઘડીએ સુજયું? (વિચારમાં પડે છે)

નાદીર—(સ્વગત) એ રાતો રાત નાહાસી જાય તો મારા બન્ને કામ પાર પડસે. એકતો તીજોરી ફાડી ચોરી કરસ, તો શકનો બોજ અનેજ માથે ચોંટસે અને બીજું એકે એનાં ફોરજ કરેલા ચેક સહવારે બેંક ઉઘડતાં આસાનીથી વટાવી લેવસ.

શીયાવક્ષ—નાદર હું તારી સલાહ પ્રમાણે ચાલસ, જ્યાંબી નહસાસે ત્યાં વંજે માપી જવસ. હવે તું કોઇ જોય નહિં તેમ પાછલે બારણેથી ચાલી જા, હું મધરાતની છેલ્લી ટરેનમાં ઉપડી જાઉંછ.

નાદીર—(પીઠ ઠોકી) દીકરા ઘભરાનાં હિમ્મત રાખ. (જાયછે)

શીયાવક્ષ—(બારણું અંદરથી બંદ કરી) ખુદા! હવે હું શું કરૂં? જો હું અંહી રેહવસ તો સહવારે જરૂર પકડાવસ. મારા ભલા બાપને નામોસી લગાડસ નહિં! મારે નહાસવુંજ જોઇએ. (ટેબલ પાસે બેસી) મારા એકાએક જવાનો સબબ હુ લખીને જણાવી જવસ તો બેહેતર થશે. (લખતાં) મેં કરેલી ગંભીર ભુલો માટે હવે હું મને પોતાનેજ ધિક્કારૂંછ (નાજાં ઓરડાનું બારણું ખોલી આવતાં)

નાજાં—(નોક આપતાં) શીયાવક્ષ હું અંદર આવું કે?

શીયાવક્ષ—નાજાં આવડી રાતનાં તું અંહી કહાંથી?

નાજાં—તુંને ઓફીસ રૂમમાં મોડીરાત સુધી ધસડબોરો કરતાં જોયા પછી મને જલ્દીથી સુવા જવા નથી ગમયું. શીયાવક્ષ મને તારી

સાથે કંઇ અગતની વાત કરવીછ. (પાસે ખુરસીપર બેસીને શીયાવક્ષ લખવા માંડેલા કાગળને ડાબા હાથના પોંહોચામાં દાબી તેનો ડુચો કરી છુપાવે છે.) તારા આય નવા દોસ્ત નાદર માટે કંઇ કહેવું હતું. જ્યારથી એ શખ્શ આપણી દોસ્તીમાં જોડાયો ત્યારથી એ તારે માટે ઘણું બુરૂં બોલી મારા કાનમાં ઝેર રેડતો આયોછ.

**શીયાવક્ષ**—(ઘભરાઇ) મારે માટે એ શું બોલ્યો?

**નાજાં**—એ મને ચેતવણી તરીકે મીઠાસથી હમેશાં કેહતો હતો કે તું મારી જરાબી દરકાર કરતો નથી, ને તું બીજીને ચાહેછ; એમ કહી તે હમેશાં પોતાનો પ્યાર મારી તરફ બતાવી અપમાન કરતો આયોછ.

**શીયાવક્ષ**—(ઉશકેરાઇ કાગળને મુઠીમાં ચોળતાં) બદમાશે એટલી હદ સુધી તારી માથે પણ બદમાશી કીધીછ? નાજાં, મારી વ્હાલી નાજા! ખુદા અને તારા શિવાય મારૂં આય દુનિયામાં કોઈજ વહાલું નથી. આજે હું તુને બધું ખરેખરૂં કહી દેવસ. નાદીર એક બુરો બદમાસ છે. તું તેમ પપા એ બદમાશને ઓલખતા નથી. એણેજ મને ખુવારીનાં ખાઇમાં ગબડાવી નીચમાંનીચ બનાવીયોછ, એટલુંજ નહિ પણ મારે હાથે ગુન્હાઓ વટીક કરાવીયાંછ (કાગલ ફાડે છે નાજા રોકે છે.)

**નાજા**—સીયાવક્ષ મારા જાન એ શું બકેછ? આય કાગળમાં શું લખેલું હતું?

**શીયાવક્ષ**—મેં મારા બાપના નામની ફોરજરી કરી તેમને વટીક લુટીયાં.

**નાજા**—ઓ શીયાવક્ષ!

**શીયાવક્ષ**—નાણા ભીડને લીધે મે ફોરજરી કરી તે ફકત એક પલવારનાં મેડનેસમાં કીધી હતી. પેહેલી રકમ ઘણીજ નજીવી હતી, પણ મારી પેહેલી ફૉરજરી પછી મને ભુંડા બદમાસે વધુ હિમ્મતવાન બનાવી બીજાં ગુનહામાં ખેંચ્યો, અને હવે જો તેના કહેવા મુજબ નહિં ચાલું તો તે બાવાને એ બધી બીના કહી મને વધુ દબરાવવા માંગેછ.

**નાજા**—મારા કાકાજીને ખરી વાત પગે પડીને કહી દેવ, તમારા ભલા બાવા તમુને કદી સજા કરવાના નથી, પણ ઉલટા બુરાનાં પંજા માંથી બચાવી લેશે, પોતાનાં કુલદિપક બેટાને સુધારી શકશે.

**શીયાવક્ષ**—મારી વહાલી મારામાં તેવી હિમ્મત નથી, હું આજે મધરાતે છેલ્લી ટ્રેનમાં કેથે નહાસી જવાની તઇયારી કરતો હતો, તે આગમજ ખુલાસેવાર આય કાગળ લખતો હતો.

**નાજા**—મારા વ્હાલા તું એમ નાહિમ્મત ના બન ! હું તારી તરફથી મારા કાકાજીને સમજાવી લેવસ, બુરાઓથી બચાવી લેવસ.

**શીયાવક્ષ**—(બારણાપર ટકોરા સાંભળી) એ નાદીર હોશે, હવે શું કરૂં ?

**પુતલી**—(બાહારથી) શિયાવક્ષા શેઠ મને અંદર આવવા દેવો.

**શીયાવક્ષ**—એ તો ઓરતનો અવાજ ? [દરવાજો ઉઘાડે છે. પુતલી અને બેજન દાખલ થાય છે.]

**નાજા**—પુતલી ! તું મોડી રાતનાં અહીં ?

**પુતલી**—બાઇ બારણું બન્દ કરો. મારાં ભલા શેઠ હું તમારી પાસે ખાનગી વાત કરવા માંગુંછ.

**બેજન**—એતું તમને સાંભલવું પડસે, તમારાં ભલાં થકી પુતલી પાસે અગતની ખબર છે.

**શીયાવક્ષ**--મી૦ તમે કોણછેવો ?

**બેજન**--સેવક પોતે બેજન પેશુતન, પુતલીનો બચપણથી એક જાની દોસ્ત છેઉં !

**નાજા**--તમારી હાજરીનો કાંઇ સબબ ?

**બેજન**—આજે તમારી આય તીજોરી ફાડવાનો ટાગરો રચાયોછ અને અમે તમુને ચેતવી બચાવવા માંગીએછ.

**શીયાવક્ષ**—કોણ ચોર ચોરી કરવા આવેછ ?

**પુતલી**—મારો ધણી નાદર ! તમો મારીપર ઇતબાર રાખજો, હું તમો ભલાં લોકોનાં આભારમાં એટલી દબાએલી છેઉં કે, તમારૂં બુરૂં કરવા મારો ધણી જે જે કામ આરંભેછ તેને હું તોડી પાડવા મારો જીવનો ભોગપણ આપવા ચુકસ નહિં.

**નાજા**—બેજનજી આય પુતલી તો એક ફરેસ્તો છે, પણ ભુંડા ધણીને બસ પડી નાચાર બનીછ.

**શીયાવક્ષ**—તમુને ચોકસ ખબર છે કે તેઓ આજે રાતનાજ ઘેર ફાડવા આવસે ?

**પુતલી**—હાજી આજે રાતનાંજ એઓ ધાડ પાડનાર છે.

**શીયાવક્ષ**—ત્યારે તો આખરે પોલીસને ચેતવી રાખીએ કે બદ માસો ઝીલઇ જાય.

**પુતલી**--તે હમણાં નહિ. મારે ખાતર પોલીસને આય વાતથી દુરજ રાખો.

**શીયાવક્ષ**--કાંય ? એમ કાંય ?

**પુતલી**--એટલાજ માટે કે તેઓ મારા નિરદોસ બચ્ચાં સાથે તમારાં રૂમમાં દાખલ થઇ ચોરી કરવા ધારેછ.

**નાજા**—શું તારા પીલુ સાથે !

**પુતલી**—હાજી.

**નાજા**—(કમકમી) ઓ ખુદા !

**પુતલી**--અને તેથીજ મારા વ્હાલા બચ્ચાંને સલામત બચાવી લેવા દેવો, પછી ગમેતે તેમનું કરજો. નહિતો એ મુવા ભુંડાઓ મારા વ્હાલા બેટાને વરીક મારી નાખવા ચુકસે નહિ. (બહારથી ઝીણી સીપ ટીનો અવાજ સંભળાય છે.) ચપો ! કોઇનો અવાજ આવેછ, તેઓ આવતા જણાયછ.

**બેજન**—આય બધું કામ હુંજ બજાવસ. એમના જેવા દસને હું એક હાથથી પુરેપડું તેવો છેઉં. અત્રે પોલીસની ફોકટની ધાંધલ ધરપચ જોઇતી નથી. તમો બન્ને ( નાજા શીયાવક્ષને ) પાસેના રૂમમાં ઉભા રહી રમુજ જોયા કરજો.

[બેજન બત્તી ધીમી કરેછ. નાજા શીયાવક્ષ પાસેના ઓરડામાં સંતાય છે. બેજન ઓંહે ચઢાવી બારણાની બાજુમાં દીવાલને અઢેલી ઉભો રહે છે. બહાર બગીચામાં ચોર ફાનસના અજવાલાથી નાદીર અને જામાસ્પ ટંટોસતા બારી પાસે આવતા જણાય છે. પીલુના મ્હોનાપર રૂમાલ બાંધેલો છે તેને જામાસ્પ હાથમાં ઉચકી ચાલતો જણાય છે.]

**નાદીર**—(બારી બહારથી) ગુપચુપ ચાલીમર.

**જામાસ્પ**--અત્રે ભસતા જેવી ચુપકીદી કેવી મજેહની ફેલાઇછ ?

**નાદીર**—મારો પીલુ દીકરો આજથી કેલવણીનો પેહેલ્લો પાઠ સીખવા માંડશે ? પેહેલે આય સળીયો મરડી નાખવો પડશે.

[ જોર કરી મરડે છે. જામાસ્પ પીલુના મ્હોનાપર બાંધેલા રૂમાલ સાથે સળીયા પાસે ઉંચકી ધરે છે.]

**નાદીર**—જોની બેટા અત્રે રડીએ નહિ હં ! ડાહ્યા થજે જો ! જો હવે તારા મ્હોનાપરનો રૂમાલ છોડું છ, હવે આય સળીયાના ગાલા માંથી અંદર જા, અને અંદર જઇ પાસેનાં બારણાની કલ ઉધાડી મુગો મુગો બેસી રેહેજે. જો ચીસબીસ પાડીછતો પછી બેજ આંગલા વડે ગલું ચપટાવી નાખસ જો.

**પીલુ**—(ધભરાતાં) વારૂં બાવાજી ! હું નહિ બોલસ ? મને ના મારતા જો !

**જામાસ્પ**—મારા બકલીયાં તું બોલજના.

[નાદર સળીયા મરડી કાઢે છે અને પીલુને સળીઆમાંથી અંદર ઉતારે છે, પીલુ અંધારામાં ટંટોસતો આગલ વધે છે. પુતલી ધીમેથી બહાર આવી કોઇ નહિ જોય તેમ પીલુનાં મ્હોનાપર હાથ મુકી પોતાના પાસામાં દાબી દઇ મુગો રાખી પોતાનો ચેહેરો દેખાડે છે.]

**પુતલી**--મુગો રેહેજે દીકરા હું તારી માએ છેઉં; મારા પાસા માં દબાઇ રેહ મરૂં (સ્ક્રીન પછવાડે ઉચકી લઇ જઇ સંતાય છે.)

**નાદીર**--(બારીમાં ડોકાવી જોતાં) કસો અવાજ આવતો નથી. એ હજી શું કરતો હોસે ? દીકરા પીલુ ! મારા પીલા ? મારો બાવો કરૂં બીહાતોના દીકરા.

**જામાસ્પ**—મારા નાહાના બકલીયાં અમો તારી હિમ્મતમાં પાસેજ છઇએ.

**નાદીર**--(ધભો મારી) મુગોમર ! કદાચ અંધારૂ જોઈ ધભ રાઇ ગીયો હોસે બહાર આવ દીકરા ? (વાર જોઇ) હવે આપરેજ સલીયા ઉખેડી અંદર ઉતરશું.

**બેજન**—(અંદરથી બારણાની કલ કાઢી બારણું અલગું કરે છે) છટકાનું બારણું ખુલ્લું કરસતાંજ ઉંદર મામાઓ સેહેલ કરવા આવી મરસે.

**જામાસ્પ**—(બહારથી) અરે મારાં બકલીયાં અંતે તે બારણું ખોલીયું ખરૂં ? શાબાસ દીકરા તું બાપનું નામ જરૂર રાખસે.

**નાદીર**—ચાલો આપરા સાટે બારણું તો ઉધડીયું હવે સંભાળી ધીમેથી અવાજ વગર અંદર ચાલશું [નાદર પાછળ જામાસ્પ ધીમે ધીમે પગલે અંદર દાખલ થઇ ટેબલ સુધી ટંટોસતો આવે છે. બતીનો

ઉજાસ પડે છે. બેજન નાદીર અને જામાસ્પને બોચીમાંથી પકડી હીલવે છે, બન્ને ચોંકે છે. ]

**બેજન**—અલ્લો! મી૦ નાદીરશા? બન્દો તમુને જોવા ઘણો ખુશી છે.

**નાદીર**--કોણ બેજન?

**બેજન**—હા હુંજ તે બેજન! (બન્નેને ગલચીમાંથી પકડી) અહીંથી નહાસવાની સેહેજબી હીલચાલ ના કરતા, નહિ તો તમારા બન્નેના માથા નારીયલો પેઠે લઢાવી ભાંજી નાખસ.

[ બેહેરામજી, નાજા ને શીયાવક્ષ દાખલ થાય છે.]

**બેહેરામશા**—મારા મકાનમાં મોડી રાત્રે આય શું ગડબડ માંડીછ?

**બેજન**—આય બન્ને બદમાશો તમારૂં ઘેર ફાડવા અંદર દાખલ થતાં અમે રોકી રાખીયાંછ.

**બેહેરામશા**--એ શું કહેચ?

**જામાસ્પ**—(ભાંગડો વાટતાં) સાહેબ મારૂં સત માનજો (નાદીરને બતાવી) મે એ ભલા માણુસને ઘણું સમજાવ્યું કે જો આય કામ સારૂં નથી, છતાં મારા જેવા ગ્રહસ્થનું નહિ માન્યું તેથી સારી સલાહ આપવા એની પાછલ પાછલ આયો તેટલાં ફોકટમાં--

**નાદીર**—(ધબ્બોમારી) મુગો મરીરહે. આપરા હાથમાં હજી જીતની બાજી છે. મી૦ બેહેરામશા હું તમારા બેટા શીયાવક્ષના તેડાંથી અત્રે દાખલ થયોછ, એ એક મારી કુંપનીનો ગોઠીયો તેમ મદદગાર છે.

**બેહેરામશા**--એ શું ખરૂં છે? મારો બેટો બદમાશોનો મદદગાર?

[પુતલી પીલુ સાથે બહાર આવે છે. નાદર જામાસ્પ ચોંકે છે]

**પુતલી**—બેહેરામજી શેઠ એમનું ના માનતા, એ તદન જુઠું બોલેછ; શીયાવક્ષા શેઠનો એઓ સાથે કસોજ સંબંધ નથી.

**નાદીર**—પુતલી તું અહીં કેમ?

**પુતલી**—ખુદાની મેહેરથી અને આય મારા ભલા ખયર ખ્વાહની મદદથી હયાત રહીછ. (બેજનનો હાથ પકડે છે) બેહેરામજી શેઠ એમની પાસેથી શીયાવક્ષા શેઠ ઉપરના બોહતાનના પુરાવા માંગી પુરવાર કરવા કેહવો.

નાદીર—તેજ હું પુરવાર કરવા અત્રે આવ્યોછ. જામાસ્પ આય શીયાવક્ષના ફોર્જ કરેલાં કાગળીયાં દેખાડ જોઉં ?

જામાસ્પ—હારે મારા બાપ ! તે કાગળીયું તો તીજોરી કરતાં એ સલામત જગામાં સાચવેલું છે. ઓય બધાના ડાંચા જોવાજોગ કરી મેલુંછ, (દાંત વડે અસ્તરફાડી કાગલ કાઢે છે) લેઓજી જુઓ વાંચો.

બેહેરામશા—(ચશમો લગાડી વાંચે છે.)

" મોહબતનું ફૂલ ને ઢેંકાપર લેપડાની અરપન પત્રીકા "

જામાસ્પ—એમ શું વાંચોછ મારા સાહેબ ? લાવો જોઉં ? (બરાબર વાંચવા બતી પાસે જાય છે ) " મારા વ્હાલાં કલેજાં ને કલેજી, તમો પરણીને પરવારતા સંસારના ચોખા પ્યારની મ્હોબતમાં અટવાઇ ધસી જવાના છેઓ, તેથી મારા અનુભવની આ કથા અફ્લાતુન પ્યારના સાચ્ચા હેત સમેત તમુને અપુર્વ અનુપમ, અતિયંત, અનાદિ પ્યારનાં હેતથી અપર્ણ કરૂં છું."

બેજન--એ તો કોઇ અફલાતુન ચોપડીની અરપણ પત્રીકા છે.

નાદીર--(મનસે) તદન ફસ્યા ?

જામાસ્પ—એ કામ કોણનું ?

પુતલી—નાદીર જોયું ? તમારા દરેક પાપી આરંભેલાં કામે તમુને મહાત કીધાંછ; તમે જેમ જેમ તમારા બદકરમો માટે એક એક રોશની સલગાવા માંડી તે તે દરેક રોશનીએ મને સાવચેત બનાવી તમારા પાપી કામ ઉંધા વાલવા ખુદાના સેતારાનું કામ તેજ રોશનીએ બજાવ્યું છે.

નાદીર--( દિલપર ધરી જઇ ) હવે એક બોલ વધુ બોલ ને પછી જો કે તારૂં મ્હોત !--(મારવા ધસે છે બેજન તેનો ઉગામેલો હાથ મરડીને તેને દુર ઉડાદી દે છે)

બેજન--સંભાલજે ! દુર રેહેજે બદમાસ ? તેં એક વખતની મારી ચાહેતી ઓરતને ઉઠાવી જઇ તેને ચાહે તેમ રીબાવી કંગાલ બનાવી આજવેર ફાવી ગીયો, પણ હવે તેનો વીઆજ સીકકે બદલો હું નહી લેઉં તો હું મારા બાપનો દીકરો નહિ.

નાદીર --તું કે કોઇ મને મારી બાજીમાં મહાત કરી શકસો નહિ. હું મારૂં વેર જરૂર લેઇસ, ને બતાવસ પણ તમો લોગનાં હાથે કદી

કેદ થઇ નામોશિમાં સબડસ નહિં ! (જામાસ્પને ચેતાવતો) જામાસ્પ તું તારૂં સંભાલી લે.

**જામાસ્પ**—અરે મારા બાપ હું પણ તારીજ પાછલ આવવાંનો.

[નાદીર બેજનને હડસેલી નહાસવા દોડે છે, આગાસીપરથી જોરથી ધસી નાહસવા જતાં આગાસીના કટેરા ભાંગી જતાં નાદીર નીચે ચીસ સમેત તુટી પડી મરી જાય છે. જામાસ્પ પાછળ દોડવા જતાં ડરીને ફસડઇ પડે છે. ]

**જામાસ્પ**--મારા બાપ ! મારો નાદીર તો ચગો પાટ ભોંયપર પડી થપકઇ મરી ગયો (પાછલે પગે પાછો ફરી) સાહેબ હું નિર. દોશ છું મને માફ કરો.

**પુતલી**—( જવા કરે છે પણ બેજન રોકી થોભાવે છે) ઓ હવે હું શું કરૂં ?

**બેહેરામશા**—બદમાશ પોતાનો હિસાબ ચુકાવવા ખુદાની ગેબી લાકડીથીજ આખરે મુવો-ફેજે પુગો.

**બેજન**—પુતલાં ખુદાનો પાડમાન !. જે બુરૂં થયુંછ તે ખુદાની મરજીથી સારાં માટે થયુંછ.

**નાજા**--વહાલી બેહેન ! ખુદાપર સબર કર ! તારા કિસમતમાં આય કમનસીબ બનાવ પછી સુખજ હોસે.

**પીલુ**--મમા ના રરો (વળગે છે.)

**પુતલી**—( પાસામાં દાબી ) મારાં કલેજા ! ખુદાએજ આપરી દાદ લીધીછ ! ખુદાની સરજેલી સરજતને આપરે દરેક આધિન છિએ ! તો હું તેનેજ સર નમાવી તેની ઇચ્છાનેજ નમસ !.

[બેજનની છાતીપર પુતલી સર નમાવેછ, પીલુ માયના પાસામાં દબાય છે, પુતલાં સંતોષ પકડે છે.]

